૫૮૦૦

# સ્વદેશાભિમાન.

# ESSAY ON PATRIOTISM.


રચનાર

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

લીંબડી.


ગીતિ.

"તે તન ધન ધિક્કારો, દેશ હિતાર્થે પડે ન ઉપયોગી,"
"ભરેલ દરિયો ખારો, જોઇ ન રીઝે તૃષાતણો રોગિ."—૧.


આવૃત્તિ પેહલી—૧૦૦૦ પ્રત.





સંવત ૧૯૩૯—નો વૈશાખ. સને ૧૮૮૩ નો મે.

કિમ્મત છ આના.

# अर्पण पत्र.

તુળશીભાઈ તનુજ, બહુ શુભ ગુણમાં બહાદુર,
મોતિચંદ મનાય, કૂળ મધ્યે કોહીનુર;
વિવેકી ને વિદ્વાન, માન નાહીં જેના મનમાં,
વધતાં થાય વખાણ, જે તણાં જાહેર જનમાં;
હૈયામાં ધરી હામ, દામ ગાંઠેથી દે છે,
નિશ્ચય રહેવા નામ, ખાંતથી જર ખરચે છે;
પરોપકારી પર, વાણીકનું નૂર વધારણ,
જામી કિરતી જરૂર, દીસતું વધતું ડહાપણ.
સ્વદેશિને સૂખ સરસ, મળે તે માટે મનમાં,
રૂડું ચાહી રૂદય, તકે શ્રમ લે છે તનમાં;
અંતરમાંહી અધિક, સરવનું ચાહે સારૂં,
અગ્રેસર આગ્રહી, ધરમના કામે ધારૂં,
એવા સબબો અતિ, સબળ હું સંભારીને,
અર્પણ કરૂં આપને, ધર્મ મારો ધારીને;
કરશો જો આ કબુલ, પત્ર અર્પણને પ્રિત્તે,
ઉરમાંહી ઉપકાર, નકિ માનીશ હું નિત્યે.



મેહેરબાન રા૦ રા૦ **મોતીચંદ તુળશીભાઈ,**

રાજકોટના દીવાન સાહેબ,

**રાજકોટ.**

સાહેબ—

આપના કેટલાએક ઉત્કૃષ્ટ સદ્‌ગુણપર મોહ પામીને આ મારૂં નાનકડું ચોપાન્યું આપને અર્પણ કરૂં છું, તે આપ મેહેરબાની કરી કબૂલ રાખશો, એમ ઉમેદ રાખું છું.

હું પુરૂષોત્તમ.

# પ્રસ્તાવના.

" સ્વદેશનું નિજ જાતનું, ઉર અભિમાન ન હોય,"
" તે નર તો નરમાં નહીં, વાનર નર તે હોય."

રામ, વિક્રમ અને ભોજના જેવા પ્રજાપાલક દેશી રાજ્યમાં લોકોની સંસારી અને રાજકિય સ્થિતિ સુખદાયક હતી, ધંધા રોજગારની છત હતી, જુલમનું નામ નહોતું, તથા બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યનો જય પ્રકાશ હતો, ત્યારે દેશાભિમાનની કશી જરૂર નહોતી. (દેશાભિમાન) એ શબ્દજ તે કાળે નહોતો એટલે તે સંબંધી વિચાર પણ શેનો હોય ? દેશાભિમાનની લાગણી બારીક વખતમાં બહુ કામની છે, અને તે પ્રદિપ્ત થાય છે પણ ત્યારેજ.

હિંદુસ્તાન આજે અનેક તરેહના કરના બોજાથી કચરાઇ ગયો છે. મીઠાપર કર, લાઇસેન્સ ટૅકસ, આદિ અનેક કર નવા નીકળ્યા. શક્તિ રહી નહીં, અને કર તો વધતા જાય છે ધંધા રોજગારની અતિશે અછતછે, અને સરકાર તે વિષે બેદરકાર છે. પરદેશી કારીગરી, અને પરદેશી પાર વગરના ભારે પગારના નોકરોથી દેશ નીચોવાતો જાય છે. નાતો, નાચ, વરઘોડા આદિ વગર કે ઓછા જરૂરના કામમાં લોકો આંધળીયા થઇ લાખો રૂપિઆ ખરચી ખરાબ થાય છે, ધર્મના બખેડા અને નાતના બખેડામાં લોકો વખત અને પૈસા ખૂએ છે, અને સંસારી અનેક દુખદાયક રૂઢીઓને વશ થઇ પડયા છે. એથી દેશની સ્થિતિ ખરાબ થઇ ગઇ છે, સરકાર મરજી પ્રમાણે કાયદા કરે છે, અને લોકો તેમાં બહુ સમજતા નથી, અને બોલતા નથી. સરકાર કદાપિ હદ પાર જુલમ કરે તોપણ તેમાટે કાંઇ ઉપાય કરે એવા આપણા લોક નથી. તેમની ઇંદ્રીઓ બેહેર મારીગઇ છે.

ડયુક ઑફ વેલિંગટને એક વખત કહ્યું હતું કે—" મેં બધા દેશના લોક જોયા, તેમાં હિંદુસ્તાનના લોકો પોતાના દેશ-

ની રાજનીતિની બાબતમાં જેટલા બેફીકરા છે, તેવા લોક બીજા કોઇ નથી. ઇંગ્રેજ રાજ્ય કરે છે, કે મુસલમાન, મરાઠા કે શીખ, તેની તેઓ કાંઇ દરકાર રાખતા નથી.'' આ બાબત લોકો બરાબર લક્ષ આપે તેમાટે ઉંચી કેળવણીની અગત્ય છે.

આપણા દેશમાં જેઓ કેળવાયલા સદ્‌ગૃહસ્થો છે, તેઓ-માંના ઘણા ખરા બ્રિટિશ રાજ્યની નોકરીમાં છે, એટલે તેઓ પોતાના દેશને માટે બોલી કે લખી શકતા નથી. ત્યારે નોકરીથી નહીં બંધાયેલા વગવાળા ગૃહસ્થો તરફની આપણે આશા રાખી-એ, પણ તેઓમાંના ઘણાતો ગમે તેવા ઇંગ્રેજ અમલદારની ખુશામત કરવાને સદા બંધાયલા હોય છે, માટે તે તરફથી પણ નિરાશ થઇ એવા સ્વાર્થી માનના ભૂખ્યા ખુશામતખોરાઓનું આપણે સ્નાન કરવું જોઇએ.

વાસ્તવિક જોઇએતો દેશોદયને માટે કેળવાયેલા શ્રીમંતોએ સ્વતંત્ર રહીને પ્રયાસ કરવો જોઇએ. દેશમાં અનેક જાતની કારીગરીનાં કારખાનાં કાઢવાં, અને ઉંચા દરજ્જાનું દેશાભિમાન બજાવવા માટે રાજપાટમાં ભાગ લેવાની ઉલટ રાખવી. દેશને માટે સ્વાર્થનો ભોગ આપી સ્વતંત્રતાથી પોતાના હકને માટે ખરા થઇને રાતદિન ધુમ્યાં કરવું.

પ્રત્યેક દેશીએ આપણા હિંદુસ્તાન દેશના વતની સમસ્તનું કલ્યાણ ઇચ્છવું. ધર્મ અને નાતથી જૂદા છીએ એ મનમાં ન લાવતાં ભાઇચારો વધારવા પ્રયત્ન કરવો. તન મન ધને નિ-ર્બળ થયેલા દેશીઓ પુનઃ સબળ થાય એમ ઇલાજ લેવા. ધર્મના મમતથી પરસ્પર દ્વેષ રાખવો નહીં. દેશને ફાયદો એટલે ત પ્રમાણે સૌને હિસ્સો મળે છે, એમ સમજી દેશનું દુઃખ દળવું જોઇએ. દેશના સંસારી અને રાજકિય સામાન્ય લાભ માટે એક રૂપ થવું, જનમત એક કરવો. પ્રજાના મુખત્યારો

ની સભા ઠેકાણે ઠેકાણે થઇ, તે એક બીજા સાથે જોડાઇ દ્રઢતા રાખી સમયાનુસારી કામ લે તો સિદ્ધિ પામે.

દેશાભિમાન શું? કેવી રીતે વાપરવું, શા વાસ્તે વાપરવું, તેને કેમ પુષ્ટ કરવું, એ બતાવવાને આ નાનકડા નિબંધમાં યથામતિ યત્ન કીધો છે.

હિંદુસ્તાનના સંસારનું બંધારણ વિચિત્ર પ્રકારનું છે; કોઇ વખતે સમગ્ર દેશીએ દેશનો બચાવ કરેલો હોય એમ જણાતું નથી. બ્રાહ્મણોએ ધર્મ બોધજ આપવો, વૈશ્યે વેપારજ કરવો, શુદ્રે ચાકરીજ કરવી, અને ફકત ક્ષત્રીઓએજ લડવા જવું, એ બંધારણ ભૂલ ભરેલું છે, અને એથીજ આ દેશને ઘણી હાની પહોંચી છે.

ચાર જ્ઞાતિમાંથી ચારસેં જ્ઞાતિ થઇ છે, માંહો માહિનાં કુસંપ અને ઇર્ષ્યાથી તેમાં અનેક તડ પડયાં છે, અનેક ધર્મમાં લોક વેંહેચાઇ ગયા છે, તેઓ રાજય પ્રકરણમાં ચિત્ત પરોવતા નથી, પરદેશ જતાનથી. દેશ બહાર ન જવાય, અને જાતિ બંધનની ઝુસરીમાં સડયા કરવું એ કાળા પાણીથી પણ અતિ સખત શિક્ષા છે. હવે વિચારો કે આમ થવાથી દેશમાં શું સુધારો થાય?

"બાદશાહ ત્યાં બજાર" તેમ પરદેશી રાજયથી અનેક આકારમાં આ દેશનું નાણું વિદેશ જાય છે. સલાહ શાંતી ઠીક છે તેથી આ કહેવત લાગુ પડે છે કે " સુખે રહેવું અને ભૂખે મરવું."

દેશાભિમાન પરદેશી રાજયથી દુખાય, એ વાત ખોટી નથી, પણ લાંબો વિચાર કર્યા વગર ઉતાવળી પગ ભાગવો જોઇતો નથી. હજુ આપણે સ્વતંત્રતાથી ને સલાહ શાંતી જાળવીને રાજય ચલાવવાને શકિતમાન નથી, માટે આ રાજય હાલ જતું ઇચ્છવું એ ભૂલ ભરેલું છે. પરદેશી રાજય સત્તા કહાડી નાખવાને સંસારી સ્થિતિ સારીપેઠે સુધારવી જરૂરની છે. અમેરીકા અને ઇટાલીના લોકે પરદેશી રાજયથી સ્વાધિન થવાને જેવો ને જેટલો

સંપીલો ઉદ્યમ ચલાવ્યો, તે પ્રમાણે હાલ આપણે કરી શકનાર નથી. હમણાં જ્યાં ત્યાં બ્રીટિશ સિંહની હાક વાગે છે. કદાપિ કોઇ રાની લોકનું લશકર ભેળું કરી કાંઇ ગરબડ કરે તો તે આંહીથી કાંઇ મદદ મેળવી શકે નહીં, અને વગર મોતે માર્યો જાય. અને એવા સાહસની હમણાં જરૂર પણ નથી. સેંકડો વર્ષ પરતંત્ર રહી સ્વતંત્ર થવાની ઇચ્છા થઇ છે, તો મોડે કે વહેલે સિધ્ધી થશે. માટે ઓગણીશમી સદી પૂરીથતાં સુધી એ વિચાર આણવો નહીં. પણ બાળ લગનથી ગયેલું બળ પાછું મેળવવું, દુર્વ્યસન તજવાં. સરસ્વતિની સેવા કરી જ્ઞાન મેળવવું, સંસારી રીવાજ સુધારવા, રાજ્ય રક્ષણના નિયમ તન મનથી શીખવા, અને હક માટે કલમ રૂપી તલવારથી જબરદસ્ત લડાઇ કરતાં પાછલાં સત્તર વર્ષ પૂરાં કરવાં એમાં જય છે.

દેશીલોકો આરંભમાં જેવું શૂર બતાવે છે, તેવું અંત સુધી રાખતા હોય તો બહુજ લાભ થાય. પણ "આગળ દોડ, પાછળ ધબાધબ," એમ થાય છે. પાંચ સાત વર્ષ પર "દેશી કારીગરી દેશી કારીગરી" એ શબ્દો પૂરજોસ્સમાં સ્થળે સ્થળે ગાજી રહીને તેમાટે સભાઓ થયેલી હતી. સુરતમાંતો કંપની ઉભી થઇ શેરો નીકળ્યા ને ફોલો ભરાયા, અને થોડી મુદતમાં તે ભાગી પણ પડ્યું." આજે ક્યાં છે તેનું નામ! અને ક્યાં છે દેશી કારીગરી સંબંધી ચરચા? સર્વ શુનકાર થયું. આ ટેવથી આપણે કદી ઉંચ્ચ સ્થિતિ મેળવી શકશું નહીં: ઉત્સાહ અને આગ્રહ વગર સર્વે કાચું છે.

ખાસ આ નિબંધને માટે સાહિત્યની કવિતા રા૦ ભવાની-શંકર નરસિંહરામ અને રા૦ આત્મારામ નારણજી તરફથી મળેલ છે, માટે તેમનો તથા મારા મેહેરબાન ગ્રાહકોનો હું આભાર માનું છું

લિંબડી, કાઠિઆવાડ<br>તા૦ ૧૧-૨-૮૩. } **પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.**

# સ્વદેશાભિમાન.

પોતે જે દેશમાં જન્મ ધર્યો, જે દેશમાં ઉછર્યા, તેનું, તેના વતનીઓ, પોતાના દેશી ભાઈઓ અને બાઈઓનું કલ્યાણ કરવાની ઉત્કંઠા—અને તેને માટે શ્રમ કરવો તેનું નામ સ્વદેશાભિમાન. અથવા બીજા બોલમાં બોલીએ તો સ્વદેશપ્રીતિ—સ્વદેશ ભક્તિ—સ્વદેશ મમતા—સ્વદેશ કલ્યાણેચ્છા, સ્વદેશ બંધુતા, સાર્વજનિક વૃત્તિ. દેશાભિમાન એ મહાન અનન્ય સદ્ગુણ છે. એકલું અભિમાન નિંદ્ય છે, પણ દેશાભિમાન પુજ્ય છે. દેશાભિમાનથી ઉતરતા બીજા અભિમાન ગણાય છે તે આ—કૂળાભિમાન—જ્ઞાત્યાભિમાન—નગરાભિમાન—પ્રાંતાભિમાન. સદ્ગુણ દુનિઆમાં એક નથી પણ અનેક છે, પણ તેમાં દેશાભિમાન સદ્ગુણ એ સર્વોપરી છે. એક ઇંગ્રેજ કવિ સ્કૉટ કહે છે કે—

"જેણે પોતાની મેજે આ મારી પોતીકી, આ મારી પોતાની જન્મભૂમી છે, એમ કોઈ દિવસ કહ્યું નથી, અને પરદેશના કિનારાપર ભટકયા પછી જેવાં તેણે પોતાના ઘરભણી પગલાં ભર્યાં કે તેનું કાળજું તેને વિષે કદીપણ દાઝયું નથી, એવા કાયર જીવવાળો કોઇ માણસ શું જીવે છે? જો એવો કોઇ જીવતો હોય તો જાઓ; અને તેને સારી રીત નિશાની કરી આવો.

અગરજો તેનો દરજ્જો ગમે તેટલો ઉંચો હશે, અથવા તે ગમે તેવા ઉંચા કૂળનો હશે, અથવા ઇચ્છામાં આવે તેટલી અખૂટ દોલત તેની હશે, તોપણ તેને માટે કોઇ ગવૈયાના આનંદમય સૂર ઉંચે છવાઇ રહેશે નહીં. તેજ દરજ્જાઓ સત્તા અને દોલત છતાં તે કંગાળ, કેવળ સ્વાર્થભણી લાગેલો, એવો જીવતાં પોતાની સદ્કીર્તિ ખોશે. અને બેવડો માર્યો જઇને રડાયા વગર, માન પામ્યા વગર, અને ગવાયા વગર જે તુચ્છ મટ્ટીમાંથી તે ઉત્પન્ન થયો હશે તેમાં પાછો જશે." એવા ચંડાળને ધિક્કાર છે, ધિક્કાર છે.

એ કવિની વાણી સત્ય ને હૃદયગમ છે. દરેક સ્વદેશીએ તે લક્ષમાં લેઇ મનન કરવા યોગ્ય છે. પણ જણાવતાં દીલગીરી ઉપજે છે કે હાલના વખતમાં આપણી પવિત્ર આર્ય ભૂમિમાં એવા હજારો બલકે લાખો માણસો નજરે આવે છે કે જેઓ પોતાના દેશનું નામ પણ જાણતા નથી; તેમ જાણવાને દરકાર પણ રાખતા નથી. તો તેમના બેહેર મારી ગયલાં અંતઃકરણમાં "સ્વદેશાભિમાન" એવા પવિત્ર અને અમૂલ્ય સદ્ગુણનો ભાસ કયાંથીજ હોય? હું ધારૂંછું કે તેઓએ પોતાની આખી ઉમરમાં "સ્વદેશાભિમાન" એ શબ્દ પણ શ્રવણ કરી પોતાના કાન પવિત્ર કર્યા નહીં હોય, એ દયાપાત્ર છે.

સ્વદેશાભિમાનનો વાસ્તવિક અર્થ સમજાવવાને તેના પર્યાય આપવા એજ બસ નથી, અને એટલાથી આબેહુબ અસર થાય તેમ નથી. દેશાભિમાનનો ખરેખરો મંગળ અર્થ જાણવાને દેશાભિમાનીઓના દેશની મુલાકાત લેવી જોઇએ, તેમના

દેશના તવારીખના સુગ્રંથોપર એકાગ્ર ચિતે મનન કરવું જોઇએ. તેમજ આપણા દેશના પ્રાચિનકાળના પુસ્તકો આ વિષયમાં તપાસવાં જોઇએ, દેશ, વિદેશની આગલી અને હાલની સ્થિતિનો મુકાબલો કરવો, અને દેશ તરફ દેશીઓની લાગણી કેવી હતી અને છે, તેથી લાભાલાભ શું થયા અને થાયછે, તે બાબતનું મનન કરવું ઉચિત છે.

દેશાભિમાન એ એક ઉપયોગી વહાણ છે. તે સંકટ સાગરમાં દેશને ડૂબતો બચાવી સહી સલામત સુખના કિનારે લાવી મૂકેછે.

દેશાભિમાન—એ એક ચળકતી તલવાર છે, દેશપરની મુલતાની આફત સામે ટક્કર લેઇ દેશને વિજયી કરેછે.

દેશાભિમાન—એ એક રામબાણ ઔષદ છે. વ્યાધીમાં રીબાતા દેશની, ગયેલી તન્દુરસ્તી પાછી આણી આપેછે.

દેશાભિમાન—એ એક દૂધનો ઉભરો છે, જે ઉભરા દેશાભિમાનીઓના જુસ્સાથી ઘણીવાર ઉભરાઈ જતા દેખાયછે. સલાહ શાંતીના વખતમાં તે થોડાજ નીકળે છે, પણ સંકટના સમયમાં તેનું વહન વિશાળ થાય છે.

" જુસ્સાના સદ્‌ગુણવિના, નીતિ એકલી વ્યર્થ;"
" નરમ શીરે ટપલા પડે, જીતી જાય સમર્થ."

સ્વદેશાભિમાનની શકિતથી સકળ પ્રજા સંપૂર્ણ લક્ષ્મિ મેળવી શકેછે, મહાન કાર્યો સત્વર પાર પાડી શકે છે.

એ તો સ્વભાવિક છે કે માણસ સ્વાભિમાનથી પોતાને વિશેષ ચાહેછે, તયારપછી પોતાના માતુ, પિતા, ભ્રાતા, ભગિનીને, પછી પોતાના નાતજાતનાને, પોતાના ગામનાને, પોતાના ધર્મનાને,

અને પોતાના દેશી બંધુઓને. એ ઉપરથી સિદ્ધ થાયછે કે એમ પ્યારની લાગણી કુદરતે સર્વ મનુષ્યમાં મૂકી છે, તેથી સિદ્ધ થાયછે કે દેશાભિમાનનું બીજ ઘણું કરીને સર્વ મનુષ્યમાં હોય છે. કેટલાક એવા માણસ હોયછે કે તેનાં હૃદયમાં એવી લાગણી હશે કે નહીં તે વિષે શક રહે છે, અને કેટલાકમાં મુદ્દલે દેખાતીજ નથી. પથ્થરમાં જેમ અગ્નિ છુપાઇ રહે છે, તેમ કેટલાકમાં અજ્ઞાનરૂપી અંધકારથી એ લાગણી કેવળ છુપાઇ રહેલી જણાયછે, અને બીજા વિકારોના દબાણમાં સદા દબાયેલીજ રહેછે.

સત્સંગ, મહાવરા, અને જ્ઞાનથી માણસ આ વિષયમાં કેળવાઇ આગળ વધે છે, અને જેમ જેમ દેશી બન્ધુઓનાં કલ્યાણ કર્તા થવામાં જય પામેછે, તેમ તેમ આ સ્તુત્ય કાર્યમાં આગળ વધવાને તેનુંજ દિલ તેને સદુપદેશ શીખવે છે, ત્યારે તે દેશોત્કર્ષ કરવામાં હજારો અને લાખો રૂપિઆ ખરચી નાખવાને, અને જરૂર પડતાં પોતાનાં દેશને માટે પોતાનો દેહ અર્પણ કરવાને તૈયાર થાયછે. તે એમ ધારતો નથી કે મારે મારી પંચાત કયાં ઓછી છે ? મારે દેશીઓને માટે શા વાસ્તે મરવું ? એવા બાયલા વિચારો તેના પવિત્ર દિલમાં ઠરીઠામ રહેવા પામતા નથી. તે ધારેછે કે દેશનું તે કોનું ? તે મારૂં પોતાનુંજ છે. અને તે મારી એક ખાસ ફરજ છે, જીંદગીનું સાર્થક છે. અને મારી એ ફરજ બજાવવાથી હું બેનસીબ રહું તો પછી મારા જેવો બીજો અભાગ્યો કોણ ? શરીર નાશવંત છે, આજે છે ને કાલે નથી. લક્ષ્મિ આજે છે ને કાલે નથી, માટે દેશને માટે જે વવરાય તેજ આપણું છે. આવા અમૂલ્ય વિચારો એક ખરા દેશાભિમાનીના છે.

આખા આતુર માસને વિષે વરસાદના પાણીને નહીં પી-નારો, સરોવર તથા સરિતાદિ જળાશયોને તુચ્છકારી તૃષાતુર રહેનારો, પીયુ પીયુ શબ્દ વદતાં વનમાં વિચરનારો ચાતક પક્ષી, સ્વાંતિ નક્ષત્રને વિષે આકાશમાં ઘમઘોર અંધકાર, તથા ચપળા-ના ચમકાર નિહાળી અને મેઘ મંડળનો ગડગડાટ સાંભળીને પરમાનંદ પામતો થકો જેવી રીતે વદન વિકાસીને તેમાં છાંટો પડવાની આશાએ ટાંપી રહેછે, તેવી રીતે દેશહિતના કામ કરી પોતાના દેહનું સાર્થક કરવા દેશાભિમાનીઓ સદા આતુરતા બ-તાવતા આવ્યા છે. સાંપ્રતકાળમાં આપણા દેશમાં દેશાભિમાનની લાગણી કાંઇક પ્રફુલ્લિત થતી આવે છે, પણ તે હજી ઘણીજ અપૂર્ણ હાલતમાં છે, તેથી ધારેલા શુભ મનોરથ સહેલાઇથી પાર પડી શકતા નથી. ઇંગ્લાંડ, યુનાઇટેડ સ્ટેટસ, ફ્રાન્સ, જર્મની આદિ ઘણા દેશોમાં સ્વદેશાભિમાન આજે યુવાવસ્થામાં છે, તેથી તેમનો સુખનો સૂર્ય આજે મધ્યાનમાં આવી પ્રકાશે છે, એ આપણે જાણીએ છીએ.

તમે એક સાધારણ પ્રાણી જુઓ. જેના આશ્રય નીચે તે ઊછર્યું છે, અને જેનાપર તેનો પ્રેમ બંધાયો છે, તેના રક્ષ-ણને અર્થે તે કેટલી કાળજી ધરાવે છે! જો જરૂર પડેતો તેને માટે પોતાનો જીવ કુરબાન કરે છે! તો માણસે પોતાની જ-ન્મભૂમિના હિતની ઇચ્છા ન રાખવી, એ જનાવરથી પણ હલકાપણું છે.

અજ્ઞાન મનુષ્ય દેશાભિમાનનો કેવો પ્રતિકૂલ અર્થ કરે છે, તેની અત્રે થોડી નોંધ લઇએ. દેશાભિમાનમાં અભિમાન શબ્દ સુટેકના અર્થનો છે. પણ તેનો અર્થ પતરાજી અથવા શેખી

કરવી એવો કરે છે. પોતાના દેશના સાચા ખોટા ફડાકા મારવા, ટકા ચડાવી ડફાંસ મારવી, એ આપણા આજકાલના જુવાનીઆનો રમૂજી ધંધો છે. આપણા દેશનું સર્વે સારૂં, પારકા દેશનુ સર્વે નરતું; આપણો દેશ વિદ્યા, હુન્નર, સદ્‌ગુણ, આચાર, વિચાર અને જ્ઞાનમાં પેહેલે નંબરે છે, બાકીના દેશ સર્વે એ બાબતોમાં નબળી હાલતમાં છે ! અને તેઓ જંગલી કે જંગલીને મળતા છે ! આપણો દેશ પવિત્ર, બાકીના દેશો અપવિત્ર; આપણો દેશ પૈસાદાર, અને બાકીના દેશો ગરીબ કંગાળ છે ! આપણી રીતભાત વખાણવા યોગ્ય અને બીજા દેશોની ધિક્કારવા જોગ છે ! આપણો દેશ સુખી, બાકીના દુ:ખી ! અર્થાત્ સર્વે બાબતમાં આપણે અને આપણો દેશ ચડીઆતો, એમ બોલ્યા કરવું, એમાંજ દેશાભિમાન આવી રહેલું તેઓ સહમજે છે. આ દેશાભિમાન નથી, પણ મિથ્યાભિમાન છે. એવા અક્કલહિણ માણસો દેશના હિતેચ્છુ નથી, પણ મિત્રના ડોળમાં શત્રુની ગરજ સારનાર છે.

ખરો દેશાભિમાની પોતાના દેશની ખામીઓ ખંતથી ખોળી કાઢેછે, અને તેને ટાળવા યોજના કરેછે; પોતાનાં દેશીઓની બૂરી વર્ત્તણુકથી તેનું અંતઃકરણ ચરચર બળ્યા કરેછે, પણ તેટલાપરથી તે ઉપર ઉપરથી સારૂં બતાવવાની કોશીશ કરતો નથી; મિથ્યાભિમાની પોતાના દેશના અયોગ્ય બડાઇના બિપુંરા સાંભળી પરમાનંદ પામે છે, દુષણને ભૂષણ માનેછે, ખરો દેશાભીમાની તેથી ખચીત ખેદાધિન થાય છે. મિથ્યાભિમાની દેશની ખામીઓ ઢાંકવા માગે છે, ખરો દેશાભિમાની તે માટે યોગ્ય

ઈલાજ કરેછે, અને ખામીઓ બતાવનારનો પાડ માને છે. આ ઉપરથી એમ સમજવાનુ નથી કે તેને પોતાનાં દેશની દાઝ નથી. તેને દાઝેછે, તેટલું કે તેથી સોમે હિસ્સે બીજાને દાઝતું નથી. સ્વદેશહિત કરવામાં તેનું મન સદા મોટું રહેછે. તે પોતાનાં દેશને ખરા માનને યોગ્ય થવા ઇચ્છે છે, પણ ખોટા માનપર ફિટકાર વરસાવેછે. ખોટું તે કયાં સુધી ટકવાનું છે? તે એ બરાબર સમજે છે. એવી રીતે આ દેશાભિમાની અને મિથ્યાભિમાની વિચારમાં વીરૂદ્ધતા છે.

પોતાના દેશની એબ જેઓ ઢાંકી રાખેછે, તેઓ તેના ઘાતક છે. સુધારાના સાથી મરહુમ મી૦ કરસનદાસે ખરો રસ્તો પકડયો હતો. તેણે જોયું કે, હાલના લંપટ વલ્લભી માહારાજાઓની હદપારની અનીતિથી દેશીઓની ખરાબી થાય છે, લાજ લુટાયછે, અને તેથી ફજેતી થાયછે. તેઓ અનીતિવાન દુષ્ટ ગુરૂઓના ધિક્કારવા લાયક ગેરવર્ત્તણુકના ભોગ થઇ પડયાછે, તેનો અટકાવ કરવા માટે આ વીર પુરૂષે તેઓની શુધ બુદ્ધ ઠેકાણે લાવવા પોતાની કલમથી ટિકા કરી ફરજ બજાવવા માંડી. એમ કરતાં તેમના દુશમનો વધી પડયા, અને તેઓ મહા મુશ્કેલીમાં આવી પડયા. બળવાન હરીફ ઉભો થયો, આબરૂનો દાવો બંધાયો અને કેટલાએક વખ્ત જીંદગી પણ જોખમમાં આવી પડી હતી, પણ આ હાલના કેટલાક ફડાકામારૂ સુધારાવાળાની પંક્તિના નહીં હતા, પણ ગમે તે થાય તોપણ પોતાની ફરજ બજાવવાને ઉત્સાહી હતા. તેથી અંતની ઘડી સુધી વળગી રહ્યા, અંતે સત્ય તર્યું. અને પાપ બૂડયું; અને મહા-

રાજાઓને ઘણી જાતની શીખામણ મળી. આ બધી આફતો મી૰ કરસનદાસે ફક્ત પોતાના દેશના સુધારાને માટે ધીરજથી સહન કરી. જોકે મહારાજ વીરૂદ્ધ ન છાપવાને તેમને નાણાંની જબરી રકમ મળતી હતી, પણ આ સ્વદેશ હિતેચ્છુએ તે ધિક્કારી કાહાડી અને પોતાની ફરજને લાલચનો ભોગ થવા દીધી નહીં. દેશીનું દુઃખ જોઇ જેનાં દીલ દુખાતાં હોય, પોતાનાં દેશની અવદશા જોઇ જેનાં કાળજાં ભેદાતાં હોય, અને દેશી-ના સંકટો સંહારવામાં ઉત્સાહ અને આગ્રહથી જેઓ મચ્યા રહે એવા દેશાભિમાનીઓનો સદા જય થાઓ!

દેશને સુધારવામાં, શત્રુઓ સંહારવામાં,
હિંમત ન હારવામાં, એક્કો ગણે જેહને;
કૂડને ધિક્કારવામાં, વાજબી વિચારવામાં,
સ્વભૂમિને ઠારવામાં, ધૂળ કરે દેહને;
વેહમને વિદારવામાં, સ્વદેશીઓ તારવામાં,
વિદ્વતા વધારવામાં, પ્રીતિ ખરી એહને;
ભય બધો ભારવામાં, મંદમતિ મારવામાં
શત્રુઓને શારવામાં, શૂરો ગણો તેહને. ૧

માણસ જાતને જે તરેહવાર ફરજો છે તેમાં પોતાનાં દેશ તરફની ફરજ એ સૌથી મોટી ફરજ છે, એ ફરજ બજાવવાને અને બજાવવામાં જેજે આફતો આવી પડે તે ધીરજથી સહન કરવા-ને દરેક જણે શીખવું જોઇએ છીએ. સ્વદેશ મમતા રહિત માણસ મોટો અપરાધી અને દેશપરનો નીરૂપયોગી પથ્થરો છે, કેમકે જે દેશમાં જન્મ ધર્યો, જે દેશમાં પોતાનાં સગાં સ્નેહી-ઓ નિવાસ કરેછે, જે દેશમાં પોતાનું અને પોતાનાં કુટુંબ કબીલા વગેરેનું પાલણ પોષણ થાયછે, તે દેશની સ્થિતિ સુધાર-

વા માટે બેદરકારી રાખનાર નિંદાય એમાં કાંઇ નવાઇ જેવું નથી. એમ હમેશાં દરેક દેશમાં બનતુંજ આવ્યું છે. દેશાભિમાનનાં સદ્ગુણનું શુન્યપણું તે, તે માણસનું પણ શુન્યપણું છે. સ્વદેશ મમતા જેનામાં નથી, તે સ્વદેશના નામ બોળુ છે. કારણ કે તેમની હયાતી દેશને કાંઇ લાભ કરી શકતી નથી. તેમની હયાતી દેશપર એક ફોકટનો બોજો છે. તેઓ સ્વદેશના કંટક છે, અને તેથી તેઓ ધિક્કારવા લાયક છે.

## ગીતિ.

તે તન ધન ધિ:કારો, દેશ હિતાર્થે પડે ન ઉપયોગી,
ભરેલ દરિઓ ખારો, જોઇ ન રીઝે તૃષા તણો રોગિ. ૧
દેશનું માન ન રાખે, તે દેશિ પણ સ્વદેશના દ્વેષી,
તે સુત કરે શું સારૂં, મૂર્ખ વિશેષે કુછંદમાં પેશી. ૨
દેશાભિમાનીવાળા, દેશનિ દીસે વિદેશ વિખ્યાતી,
ઇંગ્લીશ અક્ષરવાળી, અલ્પ વસ્તુ અહીં વિશેષ વખણાતિ. ૩
દેશાભિમાન સાથે, સ્વદેશિઓ જો સુધારણા ધરશે,
તો તો સ્વદેશ તરશે, નહિં તો વધતું દરીદ્ર વિસ્તરશે. ૪

## વસંતતિલકા.

દેશાભિમાન કદી જો ન સ્વદેશી ધારે, તો દેશતે બચીત હાનિ ખમે વધારે;
જો ધ્વંસ ઉંદર કરે ઘરમાં પડાવે, ખોદાઇ તે ઘર વિશેષ થશે ખરાબ. ૧

દેશાભિમાનની પડતી એ દેશની પડતી છે. ટુંકી બુદ્ધીના માણસો તુરતના લાભને વધારે તાકે છે, અને માંહોમાંહે લડી નબળા થાય છે; દેશાભિમાનની અમૂલ્ય લાગણી ઓછી થાય છે, ત્યારે રાજ્ય પરતંત્ર થાય છે, અને પરદેશી રાજ્ય નિષ્કંટક

થાય છે, પરદેશીઓ આપખુદ સત્તા ચૂલાવે છે, અને તેઓની શુદ્ધ ઠેકાણે લાવનાર જનસમુહની ગેરહાજરીથી તેઓ આગળ પગલાં ભરતા જાય છે; તેથી દેશ વેરાન જેવો થઇ જાય છે, તેના વતનીઓ હુન્નરમાં હારી જાય છે, સદ્ગુણને વિસરી જાય છે, અને કંગાળીઅતનો ભોગ થઇ પડે છે. આપણા જે દેશનો દાખલો જુઓ—અકબર જેવા માયાળુ અને સર્વપર સરખી નજર રાખનાર બાદશાહની કારકિર્દીને બાદ કરતાં બાકીના જુલમી અને ધર્માંધ રાજાઓની આપખુદ ને નિર્દય હાકમી નીચે ભરતખંડની આર્ય પ્રજાએ જે જે દુઃસહ દુઃખો સહન કીધાં છે, તેની દયાજનક તવારીખ દેશાભિમાનના વિયોગથી કેવાં કડવાં ફળ ચાખવાં પડે છે તે આપણને શીખવે છે. જે પ્રજામાં દેશાભિમાનનો સદ્ગુણ તેના પૂરતેજમાં બીરાજતો હોય; ત્યાંના જુલમી રાજા જુલમ કરી શકતા નથી, કારણકે તેને પૂર્ણ ખાતરી હોય છે કે મારાં અયોગ્ય કામની સામે દેશાભિમાની પ્રજા કદી થયા વગર રહેશે નહીં, એટલે તે સમજી વિચારીને બેશી રહે છે. એવી રીતે દેશાભિમાનના સદ્ગુણથી રાજા અને પ્રજાને બન્નેને લાભ છે. એમ છતાં પ્રજાની મરજી વિરૂદ્ધ રીતે રાજ કરનારને તેની શૂરી પ્રજા અટકાવ કર્યા સિવાય રહેતી નથી.

વેન રાજાએ પ્રજામતથી વિરૂદ્ધ રાજ ચલાવવા માંડયાથી વશિષ્ટાદિ ઋષિઓએ મળી તેને ગાદીપરથી ઉઠાડી મૂકયો હતો. ઇંગ્લાડના રાજા બીજા ચાર્લ્સને એજ કારણથી પદભ્રષ્ટ કીધો હતો અને ફ્રાન્સના ચૌદમાં લુઇને એવાજ કારણ માટે પ્રજાએ તેને મોતની શિક્ષા કરી હતી. જેટલું જેવું બળ, તેટલું તેવું ફળ દેશાભિમાન આપે છે.

જૂના જમાનાના લોક બોલતા આવ્યા છે કે રાજા એ તો ધણી છે. ધણીનો કોઇ ધણી છે? રાજા એ આ દુનિઆનો પરમેશ્વર છે, તે ચહાય તેમ કરે. તને કોણ પૂછનાર છે? એમ ગણી પડતા જુલમ ખમી રહેવા કહે છે, પણ સ્વદેશ મમતા જે પ્રજામાં સતેજ હોય ત્યાં એમ ચાલી શકતું નથી. એકના સંકટ કહાડવા બીજા અનેક પોતાની ખાસ ફરજ ગણી કુદી પડે છે આપણા દેશમાં દેશાભિમાનની બહુજ ખામી છે. પોતાના દેશીપર આવેલાં સંકટો નિવારવા યોગ્ય ઠેકાણે હૃદયભેદક ભાષણો કરી અનુકંપાની લાગણીને ઉશ્કેરે છે, જોઇતી મદદ મેળવવા જરૂર પડે તો વિદેશમાં જઇ વિવિધ ચિતાકર્ષક ભાષણો આપી તેઓના મન પીગળાવી જોઇતી મદદ મેળવી લાવી સ્વદેશીને સુખ થાય તેમ કરે છે, પોતાના કોઇ દેશીપર ગેરવાજબી જુલમ ગુજર્યો હોય તો એવા જુલમી અમલદારોની છાયામાં ન દબાતાં ઘટતે ઠેકાણે રાવ રેડ છે, અને ધારેલું પરીણામ બર લાવવા માટે અંતની ઘડી સુધી પોતાની ટેકને વળગી રહે છે; ઉઠાવેલાં પરોપકારી કામ અધૂરે પડયાં મૂકતાં નથી. એક રીતે ન ફાવ્યા તો બીજી રીતે, અને બીજી રીતે ન ફાવ્યા તો ત્રિજી રીતે પ્રયોગ અજમાવે છે, અને ધીરે ધીરે તેમાં સંખ્યાબંધ લોકને પોતાના કામમાં સામેલ કરી જંગી પોકાર ઉઠાવી જય મેળવેછે.

પોતાના દેશીઓ અજ્ઞાન હોય તો તેને હરેક રીતે જ્ઞાનવાન કરવાની કોશીશ કરે છે. દેશમાં જે દુઃખદાયી રૂઢીઓ ચાલતી હોય તે ફેડવા કાજે નાના પ્રકારના ગ્રંથો રચે કે રચાવે છે. દેશની આબાદી થાય, દેશીઓની સંસારી અને રાજકીય સ્થિતિ

સુધરે એવા કામમાં પોતાનો અમૂલ્ય વખત રોકી લોક પ્રિય થાય છે, અને દેશીઓને સીધો રસ્તો બતાવે છે. કેટલીક વખત એવું બને છે કે માણસો પોતાના કલ્યાણ કર્ત્તાની મતલબ ન સમજાયાથી તેમની સામે થાય છે તેમને મારવા તડે છે, તોપણ ખરા દેશાભિમાની વીર પુરૂષો એથી ડગી જતા નથી. પણ ઉલટા વધારે ઉત્સાહ અને વધારે કાળજીથી પોતાની ફરજને વળગી રહે છે, અને ધારેલો મનોરથ સિદ્ધ થતાં સુધી પાછી પાની ધરતા નથી.

પોતાના દેશમાં હુન્નર કળાની વૃદ્ધી થાય, પરદેશ સાથે વેપાર ખેડી દેશ ધનવાન થાય, અને રોજી વગરના અને ભીખારી લોકને રોજી મળે, દેશીઓ અખંડ ઉદ્યોગી થાય, તેને માટે નવા હુન્નરો શોધી કાઢે છે, શોધી કાઢનારને ઉત્તેજન આપે છે, અથવા ઉશકેરણી કરી રાજા–પ્રજા પાસેથી મદદ અપાવી ચંચળ માણસોને સુધરેલા દેશમાં હુન્નરનો અભ્યાસ કરવા મોકલે છે, અથવા બને તો પોતે જાતે યોગ્ય ઠેકાણે જઇ હુન્નર શીખી લાવી દેશીઓને તે શીખવી હોશિઆર બનાવે છે.

દેશપરના જુલમગારના હુમલા વખતે તે બાયલા થઇ ખૂણે પેસી જતા નથી પણ જો બને તો હથિઆર સજી ઉભા થાય છે. "દેશપર આફત"ની ધ્વની દેશાભિમાનીઓના હૃદય ધૂજાવી મૂકે છે.

દેશમાં ચાલતા વહેમી રીત રીવાજોને તે ધિક્કારે છે, એટલુંજ નહીં, પણ તેને બદલે કેવી રીતે ચાલવું તેનો પોતે દાખલો આપવા સુધરેલા રીત રીવાજ પોતેજ પોતાના ઘરથી શરૂ કરે છે, "આમ કરો, આમ કરો," એમ બોલી તે

બેશી રહેતા નથી. પણ, "આમ થાય છે, આમ મેં કર્યું, એથી મને આટલા લાભ થયા," એમ સ્પષ્ટ બતાવી બીજાના મનનું આકર્ષણ કરે છે. પણ "ચડ જાઓ બેટા શૂળીપર, અલ્લા ભલા કરેગા," આમ "પોથીમાંના રીંગણાં" કરી ખોટા ફડાકા મારી ફોકટનું માન મેળવી જવાની નીચ કોશીશ તેઓ કરતા નથી ખોટા ફડાકા મારવાનું કામ તો આપણા કેટલાક ફડાકામારૂ દેશહિતનો ખોટો ફાંકો ધરાવનારાઓનેજ મુબારક હોજો !

---

## દેશાભીમાની મરદ કોણ ?

### પદ.

મરદ થઇ મ્હાલેરે, ન્ફિકર તજી રોજ ફરે; "ટેક"
ધરમની ઢાલેરે, કિરતીનો કોટ કરે.
પરમારથ પર રાખે પ્રીતિ, ધરમ સુણીને ધાપે,
હરકત દેશી જનની હરવા, જરૂર હોય ત્યાં જાયે; મરદ.
નોબત રણવાજાંનાં નાદે, ખરી ખુશીથી ખેલ,
લાભ દેશના સારૂ લડતા, મોજ મજા સહુ મેલે; મરદ.
મરવાથી હથિઆર ન મેલે, રડવાથી નવ રીઝે,
પડેલને નવ મારે પાટુ, ખૂનિ અરીપર ખીજે; મરદ.
શબ્દ સિંધુડાના સાંભળીને, ડોલરીઓ થઇ ડોલે,
સબળ શત્રુને શસ્ત્ર વડેથી, ચાંચડની સમ ચોળે; મરદ.
દેશી જનનું સંકટ દેખી, દીલમાં નિશદીન દાઝે,
ઉરમાં બહુ આવે ઉફરાંટા, વિધ વિધ વાજાં વાજે; મરદ.

ગગન સુધી પહોંચે ગગડાટો, કેશરી૰ સિંહ કરે તે,
હિમત હાકથી અરિનાં હાજાં, શિથિળ થઇ થથરે તે; મરદ.
સ્વદેશના લાભો સાચવવા, દેશ વિદેશે દોડે,
જાતિબંધન ન્હેમ યવનનો, તકે કોટ જઇ તોડે; મરદ.
જન્મ દીધો તે શૂરજનુનીને, સહુ જન દે શાબાશી,
કાયર જનતો નિત્ય કરાવે, હજાર જનમાં હાંસી, મરદ.

અમેરિકાના એક શેહેરમાં પોતાનો અમલ બેસાડવા ડચ લોકોએ બેસુમાર જુલમ ગુજાર્યો, તેનો અટકાવ કરવા બ્રેઝીલના સ્વદેશાભિમાનીઓ ડચની સામે લડાઈ કરતા હતા, તેમાં મારીઆ ડી સોજા નામની સ્ત્રીના બે સુપુત્રો પણ હતા. લડાઇમાં તે બન્ને છોકરા કપાઇ મુઆ. એ વાત તેમની માતાએ જાણી, ત્યારે તે ગભરાઇ નહીં, પણ વધારે હિમત અને સ્વદેશ પ્રત્યે વધારે મમતા આણી પોતાના બાર અને ચૌદ વર્ષની ઉમરના બીજા બે દીકરા ને બોલાવી એ દુઃખદાયક ખબર આપીને આ પ્રમાણે બોલી "વહાલા દીકરાઓ ! આપણા દેશને અને આપણા રાજાને માટે આપણી ઉપર જે કાંઇ આપત્તિ પડે તે સેહેવી જોઇએ, અને તેમનો બચાવ કરવો જોઇએ, વળી તે સાથે તમારા બે જુવાન ભાઇઓ ડચ લોકની સામે લડતાં માર્યા ગયા છે, તેનું વેર તમારે લેવું જોઇએ. માટે તમારે હવે એકદમ સમશેર બાંધી લડાઇના મેદાનમાં જવું, ત્યાંથી ફત્તેહમંદ થઇ પાછા આવવું અથવા તમારા બે મોટા ભાઇઓની માફક માર્યા જવું !" એવી બહાદુર માતાના પુત્રો શું હીચકારા હોય ? નહીં. તેઓ એક અવાજે બોલ્યા.—" માજી, લાવો, અમને અમારી તમ-

વાર તુરત આપો, અને અમે દેશનો બચાવ કરવા યુદ્ધના મેદાનમાં જઈએ, અને અંત સુધી લડી અમારી ફરજ અદા કરીએ" એટલું બોલી શસ્ત્ર સજી, તેઓ ગયા અને જય મેળવી પાછા આવ્યા. ધન્ય છે એવી માતાઓને, અને એવા દેશદિપક તેમના પુત્રોને, સ્વદેશ મમતાને માટે.

રીચર્ડ ફ્રોલિ લોઢાના ખીલા બનાવવાના કારખાનામાં કામ કરતો હતો, ત્યાંની ખુંટા કરવાની રીતથી તેને માલૂમ પડયું કે વખત ઘણો જાય છે, તથા મહેનત બહુ પડે છે, વળી સ્વીડનથી આવેલા ખીલા પોતાનાં કરતાં ઘણાં સસ્તાં વેચાવાથી પોતાનો વેપાર બંધ પડશે, એવું તે કારખાનાવાળાને માલૂમ પડયું; સ્વીડીશ લોકો સસ્તા વેચતા તેનું કારણ તેઓ ખુંટા કરવાના ઓળીઆ સંચાની મારફતે તૈયાર કરતા હતા.

રીચર્ડ ફ્રોલેને ઇચ્છા થઇ કે ખુંટા બનાવવાની રીત જાણી લઉં તો ઠીક. એ ઇચ્છા પાર પાડવા માટે તે કોઇને જાણ કર્યા વગર ત્યાંથી નીકળ્યો. હલ બંદરે આવીને સ્વિડિશ વહાણમાં કામ કરનાર દાખલ રહી તે સ્વીડન ગયો. તેની પાસે પૈસા ન હોતા, તેથી તે પોતાનું ગુજરાન સારંગી વગાડીને અને ભીખ માગીને કરતો હતો. સ્વિડનના કારખાનાના મજુરને તે સારંગી વગાડી ખુશી કરતો ! તેથી તેને બધું જોઇ લેવાની તક સારી મળતી હતી. લોઢું કાપવાના સંચાની ખુબ તપાસ કર્યા પછી, તે પોતાના ભાઇબંધોને જાણ કર્યા સિવાય એકાએક નીકળી ગયો.

ઇંગ્લાંડ આવ્યા પછી મી૦ નાઇટ અને બીજા પુરૂષોને તેણે પોતાની મુસાફરીનું પરિણામ કહ્યું. તેઓ એનાપર વિશ્વાસ રા-

ખતા હતા, તેથી આ નવી રીતે લોઢું કાપવાનો સંચો બનાવ-વાને અને કારખાનાનું મકાન બાંધવાને જોઇએ તેટલાં નાણાં-નું તેઓએ ફંડ તૈયાર કર્યું જ્યારે કામ કરવા માંડ્યું ત્યારે મા-લૂમ પડ્યું કે સંચો લોઢાના સળીઆ કાપી શકનાર નથી, તેથી બધા નાઉમેદ થઇ ગયા, તેમાં વધારે નાઉમેદી ફોલેને હતી. તે ફરીથી ત્યાંથી ચાલતો થયો. લોકોએ જાણ્યું કે આ નુકશા-નીથી હમેશને માટે નાશી ગયો. પણ એમ નહોતું. ફોલેએ ઠ-રાવ કીધો હતો કે "એ સંચાની વાતથી જાણીતા થવુંજ." તે પોતાની સારંગી લઇ અગાઉની પેઠેજ ત્યાંથી સ્વીડન ગયો. ત્યાં પેલા મજૂરોએ બહુ હેત બતાવ્યું, અને તે કારખાનામાંજ તેઓ તેને જમાડતા. તે ખૂબ બારીકીથી તપાસ કરી બરાબર ગોઠવણ શીખ્યો, અને પાછો ઇંગ્લાંડ ગયો. પોતાના મિત્રોને મળ્યો, સંચાની ગોઠવણ પૂરી કીધી, અને પોતાના કામમાં જય મેળવ્યો. આથી તે પુષ્કળ પૈસો કમાયો, અને પોતાના દેશીઓને પણ સારીપેઠે કમાતા કરી સુખી કીધા. દેશના હિત સાથે સ્વહિત પણ અભેદ્ય રીતે જોડાયેલું છે. ઘણું કરીને સ્વાર્થ વગર પર-માર્થ કરવાને હોંસ રહેતી નથી. ફોલેએ વિચાર્યું કે પરદેશી ચાકો પોતાના મુલકમાંથી પૈસા તાણી જાય છે, અને પોતાના દેશીઓની મહેનત બરબાદ જાય છે, ત્યારે કોઇપણ પ્રકારે એ ચાકોની બનાવવાની રીત પોતાના દેશમાં ગમે તેટલી મુશ્કેલીથી પણ દાખલ કરવી. દાખલ થઇ એટલે પછી દેશીઓને નફો થયા-જ કરશે. અને એ શુભ ધારણા તેણે મોટી રંજ ખેંચી પાર પાડી. રંજ વિના ગંજ કયાંથી મળે ?

બંગાળાના ઘણા લોક ખ્રીસ્તિ થવા લાગ્યા, અને હિંદુ લોકોમાં ભિન્ન ભિન્ન પંથ ઉભા થયા, અને વેદમાં મૂર્તિ પુજાનું ફરમાન નહીં છતાં લોકો મૂર્તિપુજક થવા લાગ્યા, ત્યારે ભરતભૂમિનો દેશાભિમાની રાજા રામમોહનરાય તેને માટે ઇલાજ કરવા લાગ્યો. તે મુરશીદાબાદનો રહેવાશી જાગીરદાર બ્રાહ્મણ હતો. બંગાળી, સંસ્કૃત, આરબી, ફારસી, અને ઇંગ્રેજી આદિ ભાષાઓનું તેણે અધ્યયન કીધું હતું. હિંદુ લોકની ધર્મ સ્થિતિમાં બગાડો થતો જોઇ તે દલગીર થયો, અને લોકોને આડે માર્ગે જતા અટકાવી સમજણના ઘરમાં લાવવા માટે તેણે પુસ્તકો અને ચોપાન્યાં છપાવ્યાં અને લોકોમાં મફત વહેંચ્યાં હતાં. મૂર્તિપૂજા વિરૂધ્ધ બોલવાથી ઘણા લોકનો તેણે કોપ વહોરી લીધો હતો; તેની મા તેને તજી ગઇ, અને તે ન્યાત બહાર મૂકાયો, તોપણ પોતાના સ્તુત્ય કાર્યમાં તે ડગ્યો નહીં, પણ પોતાનો પરિશ્રમ ફળિભૂત થયો ત્યાં સુધી તે આગ્રહ અને હોંશથી વળગી રહ્યો હતો.

વળી સતી થવાનો નિર્દ્દય રીવાજ આ દેશમાં ચાલતો હતો, તે માટે તે ઈંગ્લાંડ ગયો હતો અને ધર્મ શાસ્ત્રના આધાર બતાવી એ રીવાજ બંધ કરાવ્યો હતો.

ઇસપનું નામ વાંચનારથી કદાચિત અજાણ્યું હશે. લીડીઆના રાજા ક્રીસસે પોતાનો એલચી મોકલી સેમીઅન લોકને પોતાના તાબામાં ગણી ખંડણી ભરવાનું ફરમાવ્યું. સેમીઅન લોક આથી અતિશે ગભરાયા, પરંતુ સુભાગ્યે તેઓને આ બાબતમાં ઇસપની સલાહ લેવાનું સૂઝયું. ઇસપે કહ્યું કે— "સ્વતંત્રતાનો રસ્તો પ્રવેશ કરતાં સાંકડો અને ખડબચડો

જણાય છે, પરંતુ જેમ જેમ તમે આગળ વધતા જશો તેમ તેમ તે વધારે સાફ ને સપાટ દીસતો જશે.''' આ ટુંકી શીખામણથી સેમીઅન લોકપર મજબૂત અસર થઇ અને તેઓ જાગ્રત થયા. તેથી તેઓએ ક્રીસસની માગણીને ધિક્કારી કહાડી. ક્રીસસ રાજાને પછી તપાસ કરતા માલૂમ પડ્યું કે સેમીઅન લોકના આવા જુસ્સાદાર જવાબનું કારણ ઇસપ છે. તેથી તેણે ફરીથી કહેણુ મોકલ્યું કે "જો તમે અમને ઇસપને સોંપો તો તમારૂં સ્વતંત્રપણું હું ખુશીથી કબૂલ રાખું." એ માગણીથી સેમીઅન લોકે ઇસપને વાકેફ કીધો. અને તે બાબત તેનો મત પૂછ્યો. ઇસપ બોલ્યો "હું જવાને તૈયાર છું, પણ તમારે સમજવું જોઇએ કે દુરઅંદેશી સલાહકારને પલ્લામાં આપી શાંતતા વહોરી લેવામાં મૂરખાઇ છે." એ ઉપરથી એ બીજીવારની માગણી પણ નાકબૂલ રાખવાને ઉભા થયા. પણ ઇસપ કે જેના હૃદયમાં સ્વદેશાભિમાનનો જુસ્સો પ્રદિપ્ત હતો તે પોતાના દેશની સ્વતંત્રતા નિષ્કંટક કરવા માટે ખુશીથી ક્રીસસ રાજાના દરબારમાં ગયો. અને આ પ્રમાણે બોલ્યો—"હે! રાજા, તું એમ જાણીશ નહીં કે મને મારા દેશના લોકોએ તજ્યો છે, અગર તારે શરણે કર્યો છે. પરંતુ હું જે આંહી આવ્યો છું, તે મારી પોતાનીજ ઇચ્છાથી. મને કોઇ પણ જાતની શિક્ષા કરતાં અગાઉ મારા બે બોલ તું સાંભળ, એટલીજ મારી તને અરજ છે." એમ કહી તેણે કેદ પકડાએલા તીડની વાત અસરકારક ભાષામાં કહી સંભળાવી. લીડીઆનો રાજા આ વાતની મતલબથી

ખુશ ખુશ થઇ ગયો, તેથી તેણે ઇસપને માફી બક્ષી. એટલુંજ નહીં પણ તેણે ઇસપને કહ્યું કે તારી મરજીમાં આવે તે બીજું પણ માગ. સ્વદેશાભિમાની ઇસાપે બીજું કાંઇજ ન માગતાં જે દેશના લોકોએ તેને કેદમાંથી છોડવ્યો હતો, અને જે દેશને તે સ્વદેશ ગણતો હતો તે દેશપર પ્રીતિ રાખવાને અને તેના લોકોને હમેશની સલાહ, શાંતતા અને મેહરબાની મળે એવો કોલ માગ્યો. ઉદાર દિલના ક્રીસસે તે પ્રમાણે લખ કરી આપ્યો. તે લેઇને તે પાછો સેમોસ ગયો. અને ત્યાં પોતાનું વૃતાંત કહી બતાવ્યું. એથી સેમીઅન લોકે તેની વખાણવા જોગ વર્ત્તણુકને માટે તેનું બાવલું મોટા માનની એંધાણી રાખવા ઉભું કર્યું એ વખાણવા જોગ છે. દરેક પ્રજાએ પોતાના કલ્યાણ કર્ત્તાની કદર પીછાણવી જોઇએ. જો કે તેઓ કાંઇ માન મેળવવાનીજ મતલબથી દેશને માટે જોખમમાં આવતા નથી.

વિલાયતાદિ સુધરેલા દેશમાં ઘણા લોકો ભવિષ્યના વખતમાં જરૂર પડે તો દેશને ઉપયોગી થઇ પડવા યુદ્ધકળાની તાલીમ લે છે જેથી દેશપર કદી કોઇના તરફથી હુમલો થાય તે વખતે તેની સામે લડી દેશનો બચાવ કરવાનું ફાવે. એવા લોકો વગર પગારે લડવા જાય છે તેઓને "વાલંટિયર" કહે છે. સ્વદેશના રક્ષણાર્થે લડાઇમાં જવાને તેઓ અત્યંત આનંદ પામે છે. વિજય મેળવવાના ઉત્સાહનું રૂધિર દરેક વાલંટિયરની સામાં જોરભેર વહે છે. દેશ ભક્તિમાં "ચકચૂર બની તીખી તલવારોથી શત્રુને ધરાશયન કરાવવાને તેઓ સદા આતુર રહે છે. એવા દેશાભિમાનીના દેશ તરફ કોણ કુદૃષ્ટી કરી શકે? અને

કદાપિ કોઈ કરે તો તેમાં ફતેહ કેમ પામે? અને કદાપિ ફતેહ પામે તો ત્યાં સુખથી રાજ કરવા કેમ પામે? આપણા દેશ જેવા એકલપેટા ને હીચકારા ત્યાંના લોકો નથી. દેશનો બચાવ તેઓને શીર સટ્ટે છે. માથું જાય એ હક, પણ બાયલાની પેઠે નમી માર્ગ ન આપે, અને એકવાર કદાપિ દૈવયોગે હારે, તો બીજીવાર વધારે હઠતા અને હિમતથી મારો ચલાવે. જુલમગાર પરદેશીથી પોતાની નસમાં લોહીનું એક પણ ટીપું હોય ત્યાં સુધી સ્વદેશનો બચાવ કરેજ કરે. વળી હાલ જરૂર પડે તો પોતાના દેશના બચાવને માટે ઇંગ્લાંડ દેશની સ્ત્રીઓ લડાઇના આયુધો સજી બહાર પડે. હાલ એવીજ એક પલટણ ઓરતોની થાય છે. ધન્ય છે! એ અબળાઓ નહીં પણ સબળાઓને! હિંદની સ્ત્રીઓ કદી આવી થશે ખરી?

વિલાયતની કુંવારી કન્યાઓ વાલંટિયર સાથે પરણવાને ઘણીજ ખુશી હોય છે. તેથી કેટલાક શખ્સો તેઓને રાજી રાખવા માટેજ "વાલંટિયર" થાય છે. સ્વદેશાભિમાન જેટલું ઇંગ્લાંડમાં પુરૂષોને વહાલું છે તેટલુંજ સ્ત્રીઓને પ્યારૂં છે. ક્યાં હિંદુસ્તાનની અબળા અને ક્યાં ઇંગ્લાંડની સબળા! અમેરિકાના સ્વતંત્ર સ્વસ્થાન વાળા તેઓજ પ્રજા છે અને તેઓજ લશકર છે, જ્યારે જરૂર પડેછે ત્યારે તેઓ સઘળા પોતાનો ધંધો રોજગાર છોડી હાથમાં હથિઆર પકડી લડવાને મેદાન પડેછે અને શાંતી થાય ત્યારે પાછા પોતાને ધંધે વળગેછે. આવા સુખદાયક રીવાજથી લશ્કરનું ખરચ ઓછું પડે, અને વધેલાં નાણાં બીજા દેશોપયોગી કામમાં વપરાય, તેથી દેશને અનેક લાભ થાય એ કહેવાની કાંઇ અગત્ય નથી.

આપણો દેશ પરતંત્ર પડયો તેનું મૂખ્ય કારણ એ છે કે શૂરો વર્ગ દેશમાં બહુજ થોડો હતો વાલંટિયર થવાની આપણા દેશમાં રીતજ નહોતી, અને અત્યારે પણ એ બાબતમાં આનંદ પામવા જોગ રીવાજ નથી. આપણા દેશપર જો અત્યારે કોઇ પરદેશીનો હુમલો આવે તો દેશનું રક્ષણ કરવાને આપણા દેશનો મોટો ભાગ નાલાયક છે. અગાઉ આપણા દેશમાં રજપૂત સિવાય બીજા લોકોએ હથિઆર બાંધી દેશનું રક્ષણ કરેલું જણાતું નથી. અને હાલમાં તેઓની કટારી બરછી કટાઇ જઇને વૈધવ્ય ધારણ કરી ખૂણે પડી છે. અગાઉ રજપૂતોના લોહી ઉકળતાં હતાં તે આજે થંડાગાર પડી ગયાંછે. રજપૂતોના ડાચાં આજે બેસી ગયાં છે. તેઓએ તલવાર તજી હાથમાં દાતરડાં ધર્યાંછે. તેઓની બંદૂકોમાં ભમરીઓએ દર કરેલાંછે. તેઓની રગમાંથી ક્ષાત્રવંશી લોહી નાબુદ થયુંછે. અને તેઓ રણમાં રંગ રાખવાને બદલે રાવણામાં અફીણના રેડીઆના રંગ દેછે. ને અફીણના મધુરા ઘેનમાં ડોલરીઆ બનીને ડોલેછે. લડાઇનું નામ સાંભળીને તેઓ સો ગાઉ નાશી છૂટેછે. અને રણમાં ગગડાટ કરવાને બદલે હોકા ગગડાવીને ધુમાડાના ગોટે ગોટા કાઢેછે. બીજા દેશમાં તમામ ધંધાવાલા લડાઇમાં જવાને હોંશ રાખેછે પણ હિંદુસ્તાનમાં તેમ નથી તેથી હિંદુસ્તાનને બહુજ નુકસાન વેઠવાં પડયાંછે. હમણા યુરોપમાં જર્મની રૂશિઆ વગરે દેશોમાં તમામ મરદોને કવાયદ આપવાનો ફરજયાત ધારો છે. તેથી અમૂક મૂદત સુધી સર્વેને યુદ્ધકળાની તાલીમ લેવી પડેછે. એથી ત્યાં બને છે એમ, કે

જરૂર પડતાં લડવૈયા શોધવા જવા પડતા નથી. ભવિષ્યવાદીઓથી નિર્માણ થયલુંછે કે હિંદુસ્તાનપર મોડે કે વેહેલે કોઇ પરદેશીનો જબરદસ્ત હુમલો આવશે.

હિંદુસ્તાન—ઇંગ્લાંડની દુઝણી ગાયપર કેટલાંક પરદેશી રાજ્યનો ડોળો સદા ફાટેલોછે. તેથી આપણી સરકારને ઘટેછે કે દેશીઓપર અંતરનો અવિશ્વાસ કાઢી નાંખી હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે વાલંટિયરની પલટણો ઉભી કરી તેઓને ઘટતી તાલીમ આપવી અને દેશી રાજ્યોના લશ્કરને પણ લાયક કરવાં, જેથી અડીને વખતે તેઓ આ દેશનો બચાવ કરવાને સરકારને એ એક ઉપયોગી હથિઆર થઇ પડે. કોઇપણ પ્રકારે જો આવી ગોઠવણ નહીં થશે તો સરકારને પોતાની ભૂલનું નહીં ધ્યાનમાં આવી શકે એટલું નુકસાન વેઠવું પડશે એમ કેટલાક દુરઅંદેશી રાજનીતિજ્ઞ પુરૂષોનો મતછે. કાળી અને ગોરી ચામડીનો તફાવત નીકળી ગયા વગર આમ બનવું મુશ્કેલછે. દેશી રાજ્યના લશ્કરમાં સુધારો થતો જોઇ કેટલાક એકલપેટા અંગ્રેજો તેને ઘણું ભયંકર રૂપ આપી દેછે. અને સુધારો નહીં કરવા દેવાને મત આપવા નીકળી પડેછે. ખરી રીતે તપાસતાં તેઓ એમાં જબરી ભૂલથાપ ખાયછે. હિંદી રાજાઓ એવા બેવકૂફ નથી કે પ્રબળ અંગ્રેજ સરકાર સામે માથું ઉચકવાની મૂર્ખાઇ કરે, અને કદાપિ તકરારની ખાતર કબૂલ કરીએ કે તેઓ એમ કરે; તોપણ તેમાં તેમનું કશું ફાવે પણ નહીં, માટે એવી ખોટી બીક રાખવી અને ભવિષ્યનો લાભ મૂકવો એમાં ડાહપણ નથી.

## રોલાવૃત.

આવ્યો કલેશ કુસંપ, જોર પડતીનું જામ્યું,
હુન્નર બેઠા હારિ, સૂખ સર્વેનું વામ્યું;
વેપારી વેપાર વિષે, બનીઆછે બાડા,
ક્ષત્રી નર દિન બની, અતીશે કરે અખાડા. ૧

કરે મદીરા કેફ, અફીણે છે મદ માતા,
શુરવિરતા કરિ દૂર, અફિણથી મસ મકલાતા;
જે હાથે સમશેર, પકડવા બનતા શૂરા,
તે હાથે આ વાર, પકડતા હુક્કા પૂરા. ૨

## સોરઠા.

જનની જણ શુરવીર, નર નાદાન જણીશ ના;
વખણાશે તે વીર, રણધીરો રજપૂતડો. ૧
બંકો બહાદુર રાય, રણમાં રંગ મચાવશે;
દેશ હિતાર્થે ધાય, તે શુરવીર રણધીર છે. ૨
ચળકે જ્યાં સમશેર, ઘાવ પડે શિરપર ઘણા,
વાળે સઘળું વેર, તે શુરવીર રણધીર છે. ૩
ભય મનમાં ન લગાર, હિંમતથી મનમાં ધસે,
કરવા પરોપકાર, તે શુરવીર રણધીર છે. ૪

દરેક વાત હદમાં શોભેછે. હદ ઓળંગી જવાથી કેટલીક વાર નહીં ધારેલાં નુકસાન વેઠવાં પડેછે. અતિશે સર્વ ખરાબ ગણાયછે. તેમજ દેશાભિમાનને હદમાં રાખવું જોઇએ. મિથ્યા દેશાભિમાન દેશ દ્રોહની બરાબર છે, આડે રસ્તે વાપરેલું

દેશાભિમાન ખરાબીના ખાડામાં ઉતારે છે. ફ્રાન્સમાં પ્રજાના દ્રવ્યનો નાશ થયો, ત્યારે રેવોલ્યુશન થયું તેથી કેટલી બધી ખરાબી થઇ હતી ? તેમજ આપણા દેશમાં હમણાં છાપાપર અંકુસ રાખનારો કાયદો ઘડાયો હતો, તે પણ વાકબાણમાં ચલાવેલા મિથ્યાભિમાનથી. તેના એક બે દાખલા નીચે આપું છું.

"અગરજો હિંદુસ્તાનમાં ફત્તેમંદ રૂશિઅનનો પગ પેસારો થયો તો ઇંગ્રેજોને એકજ અઠવાડીઆમાં જીવ લેઇને નાસવુ પડે." "કીરણ."

"હિંદુસ્તાનના દેશીઓ જો કે નબળા પડી ગયા છે, તથા તેમનાં હથિઆર છોડી દીધાં છે, તોપણ જો દેશીઓ એક સંપ થાય તો ઇંગ્રેજોને એક ફુંકમાંજ ઉડાડી મેલે." "આર્યવૃત્ત"

આવા બે ચાર "આર્યવૃત્ત"ના પાપે આપણી આર્ય ભૂમિના દેશી છાપાનું વહાણ ડૂબ્યું. સૂકા જોડે લીલું બળી ગયું, અને બીજા અનેક પત્રોને રાજ્ય વિરૂધ્ધ લખનારામાં ગણી લૉર્ડ લીટને છાપાના વાજબી "હક"નો શિરછેદ કીધો. છાપાને રંડાપો આપી ખૂણે ઘાલ્યો, અને તને બેવફા ગણીને તેના મ્હોડે સવા મણનું લોખંડી તાળું અડાવ્યું. પણ આખરે ઇનસાફ અને દયા મળેલ છે. આપણા માનીતા લૉર્ડ રિપનની મેહેરબાનીથી રંડાએલો છાપો પાછો મંડાએલો થયો છે.

"આર્યવૃત" અને "કીરણ"ના લખનારા જેવા બીજા કેટલાક મિથ્યાભિમાનના વિચાર ધરાવનારા આપણા દેશમાં વસતા હશે. તેઓ બાપડાને ઇંગ્રેજી રાજ્યના સુખનો ઉંડો વિચાર આવતો નહીં હોય, અને હિન્દના આગલા દુઃખના દહાડા

તેઓ વિસરી ગયા હશે. નહીંતર આવા મૂરખાઈ ભરેલા તુરંગ તેમને સૂઝે નહીં. ઇંગ્રેજી રાજ્યની સલામતીમાં ભરતભૂમિનો સલામતી સમાએલી છે. ઇંગ્રેજી રાજ્યની ઉજળાશથી આર્યવૃત ઉજળો છે. ઇંગ્રેજી રામરાજ્યથી હિંદુસ્તાનને અસાધારણ લાભ હાંસલ થયા છે. ઇંગ્રેજી રાજ્ય વગર બીજા કોઈ રાજ્યથી આવા મહાભારત લાભ આપણે મેળવી શકવાને ભાગ્યવાન થાત નહીં. સુખની ખરી ગણના દુ:ખ પછી થાય છે. હિંદુસ્તાનમાં ચાલેલા જુલમના બનાવની નોંધ લેવાને તવારીખના આગલાં કાળાં પાનાં ઉથલાવતાં મારી કલમ કંપે છે. ચોરી, લૂટ, ને મારફાડ. અન્યાય, જુલમ, ને તોફાન. બળિઆના બે ભાગ. આજે ધનવાન તો કાલ પ્રભાતે ગરીબ કંગાળ. સારૂં ખવાય નહીં, સારૂં પહેરાય નહીં, સારૂં ઓઢાય નહીં. ચાડીઆ તો ચોગરદમ ફરતાને ફરતા. જુલમગારો છાતીપર પથરા મૂકી પૈસા ઓકાવે અને ન આપે તો તુરત ઘાત કરે. તેની રાવ કે રાડ કશુંએ નહીં. લાંચ રૂશવતનું ચડી વાગે; સુખે ફરાય નહીં, સુખે બેસાય નહીં, અને સુખે સુવાય નહીં. ફિકરમાં ને ખિકરમાં. સત્તાવાળાને પણ સુખ નહીં, ધનવાનને સુખ નહીં, તેમ ગરીબને પણ સુખ નહીં. લડાલડી અને કાપાકાપી, નાસ, ભાગ. હાડ, છેડ. કુસંપ, કપટ ને અદેખાઇ. પાનાંનાં પાનાં તો શું પણ પુસ્તકના પુસ્તક ભરાય. એ વિચારતાં મને ખેદ થાય છે અને તમને પણ થશે. માટે વિતેલાં દુ:ખના વિસ્મરણમાંજ માલ છે. દેશાભિમાનીના વેષમાં કેટલાક દેશ દ્રોહીઓ આ રાજ્ય હાલ જતું ઇચ્છે છે, માટે આવી દીલગીરી ભરેલી નોંધ કરતાં મને દીલગીરી થાય છે,

આ રાજ્યથી કાંઇ તમામ જોઇએ તેવાં સુખ નથી. આપખુદ અધિકારીઓથી વખતે વખત કેટલોક જુલમ થાય છે, પણ તેમાં ઇંગ્રેજી રાજ્યનો ઝાઝો દોષ નથી. ઇંગ્રેજી રાજ્યથી કેટલાંક નુકસાન થયાં છે અને થાય છે, પણ થોડા લાભના લોભે ઘણા લાભની અવગણના કરવી એ થોડી મૂરખાઇનું કામ નથી. આ રાજ્યથી દેશપરના પરદેશી હુમલાથી અને માંહોમાંહેની લડાઇથી બચાવ કરવાની ફિકર આપણી ટળી છે. જાન માલનું બરાબર રક્ષણ થાય છે. ગમે ત્યાં સોનું ઉડાડતા ચાલ્યાં જઇએ, પણ આપણને કોઇ અટકાવનાર નથી. વિદ્યા જ્ઞાનમા આપણે પાછળ પડી ગયા હતા તેમાં આગળ વધારવાને શાળા અને પાઠશાળા ઠેકાણે ઠેકાણે સ્થાપી છે. પશ્ચિમ તરફથી આવતા સુધારા રૂપી સૂર્યે આપણી પડતી દશામાં આવેલા દેશપર પોતાના સબળ કિરણો નાખી કુંભકરણી ઉંઘમાંથી આપણને જાગ્રત કીધા છે, એથી દુખદાયક રૂઢીઓ અને વહેમ યવનની કુંસરીથી આપણે ધીમે ધીમે મુક્ત થતા જઇએ છીએ. અને રાજ્ય હક અને પ્રજા હક આપણે કાંઇક સમજતા થયા છીએ. કેવા પ્રકારની રાજનીતિ જોઇએ, અને કેવા પ્રકારની ન જોઇએ, તે વિચારતા અને વાદવિવાદ કરી વિદિત કરતા થયા છીએ. પશ્ચિમની વિદ્યા, કળા, કૌશલ્યતા, સ્વતંત્રતા, શીખવાની પાઠશાળા આ ઇંગ્રેજી રાજ્ય છે. દેશીજન તરફની પ્યારની લાગણીને આ રાજ્યથી પુષ્ટી મળી છે. આગગાડી, આગબોટ તાર, ટપાલ, નેહેર ઇત્યાદિ અનેક જાતનો લાભ સર્વ દેશીઓને મળવા લાગયો છે. રાજ્યમાં નાની નાની નોકરીમાં પણ ઘણા

દેશીઓને સામેલ કીધો છે. અને જેમ લાયક થતા જઇશું, તેમ તેમ વધારે વધારે મળશે. આપણી નાણાં સંબંધી હાલતથી આપણને વાકેફ કીધા છે. બહુધા અપક્ષપાત ન્યાય મળે છે, સર્વેને પોતાની મરજીમાં આવે તે ધર્મ પાળવાની છૂટ છે. વર્ત્તમાન પત્રનો નવો નિયમ નીકળ્યો તેથી, તથા આગગાડી ને તારથી હિંદુસ્તાનના એક બીજા ભાગને જોડી નાખ્યા તેથી, આપણા દેશમાં ભાઇચારો વધ્યો અને એક બીજાને સહેલાઇથી આપણા મનોવિચાર જણાવી શકીએ છીએ. વેપાર રોજગારના બારાં ખુલ્લાં થયાં છે. અને અરે! મરેઠા આવે છે, અરે મ્લેચ્છો મારી નાખવા આવે છે, અરે મોગલો મ્હોંકાણ વાળવા આવે છે! ફલાણું ગામ લૂટ્યું, ફલાણું સેહેર બાળ્યું, ફલાણા પ્રાંતમાં કતલ ચલાવી! પીંઢારાએ પાયમાલી આણી. એવા દુઃખના ડરામણા દિન દૂર થયા છે. આ રાજ્યના પ્રતાપથી સઘળે શાંતી, શાંતી અને શાંતી દેખાય છે. ખરા અંતઃકરણથી પાડ માનો પ્રભુનો, કે તેણે આ દુઃખી દેશ તરફ દયા કરી આ દયાળુ ઇંગ્રેજી રાજ્યની દયા નીચે આ રાજ્ય આણ્યું છે. વેપાર કરવા આવેલા, અને જેઓએ સાડાત્રણ ટકાની જકાત ભરેલી તેઓ પોતાની મરજી વિરૂદ્ધ આ દેશના મહારાજા થઈ પડ્યા એજ પરમેશ્વરનો અગમ્ય ખેલ દર્શાવે છે. ભરતખંડના જીર્ણોદ્ધારને અર્થેજ આ રાજ આણ્યું જણાય છે.

એમ છતાં કદાપિ એમ ધારો કે અંગ્રેજો હિંદુસ્તાન છોડીને આ વખતે ચાલ્યા જાય તો હિંદુસ્તાનને બહુજ મોટાં સંકટો સોસવાં પડે. સુધારાનો ઉદયતો એકદમ ક્ષય પામે. એકાદ

એ માસમાં તો હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે રમખાણ મચી રેહ અને ધમસાણ વળી જાય. મારામારી ને કાપાકાપી ચાલે અને લોહીનો વરસાદ વરસી રહે. સૌ પોતપોતાના હક ભૂંડે હાલ ખોઇ બેસે. રાજાઓ અરસ્પરસ લડી લોહીની નીકો ચલાવે. ધાડ, ચોરી અને લૂટ ઠેકાણે ઠેકાણે ચાલુ થાય અને તથી આખરે કોઇ જુલમગાર પરદેશીનું ફાવે. પણ કોઇ હિંદુ ચક્રવૃતી રાજા થાય અને ચોગરદમ પોતાની ધાક બેસાડી શાંતી રાખે, અને અંગ્રેજી રાજ્યની પેઠે નવા નવા સુધારા દાખલ કરી દેશને વિદ્યા કળામાં આગળ વધારે એ બનવું હાલમાં કેવળ અશક્ય છે. હિંદુઓમાં સંપ નથી, એક ભાષા નથી, એક રીતભાત નથી, એક ધર્મ નથી, અને એક ગ્નાતી નથી. ત્યાં ઉદય કેમ થાય? દેશાભિમાન પ્રેમ એૈક્યવિના કોઇ કાળે ઉદય પામે નહીં. હીંદુસ્તાનમાં પ્રજાસત્તાક સ્વતંત્ર રાજ્ય થાય એવું બનવાને તો હજુ સેંકડો વરસ વહી જવાં જોઇએ. સ્વતંત્રતા જેવું એકે સુખ નથી. એ સુખની પરિસીમા છે. એ અનુપમ સુખની અવધિ છે. પરતંત્રતાના સ્વાદિષ્ટ પાક જમવા કરતાં સ્વતંત્રતાનો સૂકો રોટલો સારો લાગેછે. સ્વતંત્રતા કોને વહાલી નથી? પશુ પક્ષી જેવાં હલકાં પ્રાણીઓને પણ સ્વતંત્રતા વહાલી છે તો ઉત્તમ મનુષ્યને કેમ ન હોય? પણ સ્વતંત્રતા સાચવવી એ રમત વાત નથી. એ કામ સૂતર નથી. સ્વતંત્રતા રાખવા માગનાર દેશીઓમાં સ્વદેશાભિમાનનો જુસ્સો સળગવો જોઇએ, એ આપણામાં ક્યાં છે? સ્વતંત્રતા રાખવા માગનાર દેશીઓમાં

શૌર્ય જોઇએ તેનાં આપણા દેશમાં મોટા સાંસાં પડયાં છે સ્વતંત્રતા રાખવા માગનાર દેશીઓમાં ઉદ્યોગ જોઇએ તે આપણા દેશમાં પૂરતો ક્યાં છે? સ્વતંત્રતા રાખવા માગનાર દેશીઓમાં અસ્વાર્થપણું જોઇએ તે હિંદમાં કયાં છે? ઊંચા સદગુણ વગર સ્વતંત્રતા સચવાતી નથી, માટે "**કમજોરને ગુસ્સા ભારી એ માર ખાવાની નિશાની**" એ અનુભવિઓની શીખામણ "કીરણ" અને "આર્યવ્રત" ના લખનાર અને તેની પંક્તિના એવા બીજા મિથ્યાભિમાનીઓને તેમનું શુભ ચાહીને વગર પરવાનગીએ અર્પણ કરૂં છું.

આપણા દેશમાં પેટ ભરાનો પાર નથી. ઘણા દેશીઓ દેશોત્કર્ષ કરવાનું સમજતા નથી. પોતાનો સ્વાર્થ સરતો હોય તો પોતાના દેશીનું કાળજું કાઢી આપે એવી બદદાનતના બહુ માણસોછે. દેશના હિત માટે એક પાઇ સરખી પણ ખરચવા તઓ ખુશી નથી ત્યારે હિંદુસ્તાનનો દહાડો જલદી શી રીત વળે?

એમ ધારો કે એક માણસમાં કેટલાક અવગુણ છે તથાપિ જો તેનામાં ખરો દેશાભિમાન હશે તો તેના પ્રકાશમાં અવગુણનો અંધકાર ઢંકાઇ જશે, અને તે—તેનું નામ જનપ્રિય થશે એ નક્કી છે. પરજન્યવૃષ્ટીના પરપોટાની માફક આ દુનિઆમાં લાખો જીવડા થયા ને નાશ પામ્યા. તેઓની હકિકત કે નામ પણ આપણે જાણતા નથી તેમ જાણવાની જરૂર પણ નથી; કારણ કે તેમની હૈયાતીમાં, જે ભૂમીએ તેને જન્મ આપ્યો તેના નિવાસી મનુષ્યોને તે કાંઈ પણ ફાયદો કરી ગયા

નહીં. દેશાભિમાનીઓનાં મુબારક નામ સ્વદેશમાંજ પૂજાયછે, એટલુંજ નહીં પરતું પરદેશમાં પણ તેઓની પૂરણ પ્રસંશા થાયછે. એવા દેશાભિમાનીઓને ધન્ય છે! સ્વદેશને માટે માથું આપવા ગયેલા છ સજ્જનોની ખરી બનેલી એક વાત "સ્ત્રી બોધ" માંથી ટાંકી લીધીછે તે વાંચીને વાંચનારના મૂખમાંથી સાબાશ! સાબાશ! એવા શબ્દો નીકળ્યા વગર કદી રહેશે નહીં એમ હું માનુંછું.

"સેંટ પીએર અને તેના સાથીઓ."—"ઇંગ્લાંડના રાજા એડવર્ડ ત્રીજાએ ફ્રાન્સના કેલે શેહેર ઉપર લાંબી મુદતનો ઘેરો નાંખ્યો હતો. શેહેરીઓએ ઘણી બહાદુરીથી પોતાનો બચાવ કીધો. અને દુશ્મનને તાબે થવા કરતાં ભૂખે મરવાને ખુશી થયા. કીડા અને બીજાં નીચ પ્રાણીઓ, ઉકાળેલાં ચામડાં, બાફેલો ઘાસપાલો અને એવીજ બીજી વસ્તુઓ ઉપર ગુજારો કરતાં પણ જ્યારે કાંઇજ નહીં વળ્યું ત્યારે એક ધસારામાં શેહેરની બહાર નીકળવાની તેમની કોશીશમાં સખત લડાઇ થઇ, અને તેમનો ગવરનર કાંઉન્ટવીએન કેદ પકડાયો. આ હારથી નિરાશ થઇ શેહેરીઓ પાછા શેહેરમાં ભરાયા અને નવા ગવરનર નામે સેંટ પીએરે અંતે રાજા એડવર્ડને શરણ થવાની માગણી મોકલી તે એવી સરતે કે જો રાજા શેહેરીઓને જીવતા અને છૂટા જવા દે તો તેઓએ સઘળું રાજપદ પોતાની માલ મતા સુધ્ધાં એડવર્ડને સોંપી દેવું. ફ્રાન્સ જીતી લેવાનો એ રાજાને પહેલાંથી લોભ હતો, તેણે સર વૉલ્ટર માઉનીની મારફતે જવાબ દેકવડાયેલ કે "તમે સઘળા શેહેરીઓ તમારી દુશ્મનીને

લીધે ફાંસીની શિક્ષાને લાયક થયા છે, પણ જો તમારામાંના છ સુન્દા માણસો ગળામાં ફાંસો નાંખીને મારી પાસે આવો તો હું બાકીના શેહેરીઓને માફી આપું." એડવર્ડનો આ જવાબ સાંભળવાને કેલેના મોટા ચકલા ઉપર આખું શેહેર એકઠું મ-ળ્યું. ત્યાં સર વૉલ્ટર માઉનીને મુખે ઉપસો પેગામ સાંભળતાંજ ફ્રેન્ચોનું લોહી ઉકળીરાઇ આવ્યું પણ બીજો કાંઇ ઉપાય નહીં હતો. આખી વસ્તીની સલામતીને માટે કોઇ છ જણાઓએ જીવ આપવા તૈયાર થવું જોઇએ એમ હતું પણ કોને ચૂંટી કાઢવા? કોઇના બાપ કોઇના બેટા અથવા કોઇના ભાઇ ભાંડુ જેઓએ આ લાંબા ઘેરાની વચ્ચે દેશનો બહાદુરીથી બચાવ ક-રેલો તેમને આ નવી શિક્ષા કરવાને છાતી કેમ ચાલે. ઘણીવાર સુધી કોઇએ બોલવાની હિંમત ચલાવી નહીં. અંતે ગવરનર સેંટ પીએર એક ઉંચી જગ્યાપર ચડીને ભાષણ કીધું કે "શે-હેરી ભાઇઓ આપણે કેવી હાલતમાં આવી પડ્યા છીએ તે તમે જુઓ છો. અગરજો આપણા ઘાતકી દુસ્મનોની સરતો ના પાડીશું તો આપણી પતિવ્રતા બાઇડીઓ આપણા કુમળાં બાળકો અને આપણાં વહાલાં મા બેન અને બેટીઓ એ પા-પી દુશ્મનનાં ક્રુરપણાને આધિન થઇ પડશે. એ જુલમગારે આપણને માફીની લાલચ આપી છે. પણ તેમાં તેની મતલબ છે. તે આપણને કંગાળ માત્ર બનાવતો નથી. તે આપણને અપરાધી ઠરાવવા માગે છે. તે આપણને લ્યાનતમાં નાંખવા માગે છે. આપણે જીંદગી ભોગવવાને નાલાયક છીએ એવું ઠરાવી તે આપણને જીવાડવા માગે છે. પણ તેની સરત બહાલ

રાખી તમે કોને ફાંસી દેવા મોકલશો ? તમારી આસપાસ નજર કરો. જેઓ આંહી એકઠા થયા છે. તેઓ સર્વેએ તમારા બંચાવને માટે બહાદુરીથી કેટલું ખમ્યું છે તે જુઓ. તમારા એ બચાવનારાઓનેજ શું તમે ફાંસી દેવા મોકલશો ? નહીં. ઇનસાફની ખાતર, માનની ખાતર, દયાની ખાતર તમે તેમ નહીં કરશો. કોઇને પણ મારવા માટે આપણે ચૂંટી કહાડીએ એ તો બનેજ નહીં. પણ ત્યારે ઉપાય શું કરશો ? મારા મિત્રો, એકજ ઉપાય રહ્યો છે, તે કીર્ત્તિ ભરેલો, માન ભરેલો ખોદાઇ ઉપાય છે. તે એજ છે કે જે શેહેરીઓ પોતાના જીવ કરતાં પોતાના કુંટુંબ પરિવાર વહાલાં હોય, તેઓએ પોતેજ આ ભોગ આપવાને તૈયાર થવું. એવા બહાદુરો આપણામાં કોણ છે ?" ભાષણ કરીને સેંટપીએર મુંગો રહ્યો, અને કોના ઉપર તેની અસર થઇ છે તે જોવા લાગ્યો. તેણે જોયું કે સઘળાઓ ચૂપ બેઠા હતા. પોતાના ગળામાં ફાંસો નાંખીને રાજા એડવર્ડ પાસે જવાને કોઇ બહાર નીકળતા નહીં હતા. એ ઉપરથી ગવરનર સેંટ પીએરે પોતેજ હિમતથી દાખલો આપ્યો. તે બોલ્યો કે "શેહેરી ભાઇઓ, તમે એમ ન સમજતા કે પોતાના જીવનો ભોગ આપવાની હું બીજાઓને ભલામણ કરૂં છઉં, અને પોતે પાછળ હઠું છું. એમ નથી. અત્યાર લગણ હું ચૂપ રહ્યો છું, તે એટલાજ માટે કે મેં જે દરખાસ્ત કીધી છે તે એટલી માન ભરેલી છે કે તે માન હું પોતે લેવા નીકળું, તેના કરતાં તે માન લેવાની હું બીજાઓને તક આપું, એટલીજ મેં વાર જોઇ છે ; બાકી હું જે પદવી ધરાવું છું તે પદવીએ કરીને

તમારી ખાતર મારો જીવ આપવાનો સૌથી પહેલો દાખલો મારે આપવો જોઇએ. હું તે ખુશીથી આપું છઉં, હું છૂટથી મરવા જાઉં છઉં. અને હવે પૂછું છું કે મારી સાથે બીજો કોણ આવે છે ! "———"તમારોજ દીકરો" એમ બોલી ઉઠીને સેંટ પીએરનો પોતાનોજ જુવાન બેટો પોતાના આ હિમતવાન બાપની પાસે આવી ઉભો. "અરે દીકરા!" સેંટ પીએર બોલ્યો "તારા આવવાથી તો મારો બમણો ભોગ થશે, પણ નહીં એ તો મેં તને બીજો જન્મ આપેલો હું સમજીશ. તું નાનો છે, અને હજી ઘણાં વરસ લેવાનાં છે તે છતાં તું એમ જીવ આપવાને તૈયાર થાય છે એ મને અને તને બન્નેને શોભા લગાડનારૂં છે." આમ કહી આ હિમતવાન બાપે પૂછ્યું કે "હવે ત્રિજો કોણ આવે છે?" તરતજ વીનસ્ટ નામના ત્રણ ભાઇઓ જેઓ સેંટ પીએરના સગા હતા તેઓ તૈયાર થયા, અને હવે છઠ્ઠો એકજ ભોગ રહ્યો. પણ એ દેશહિતકારીપણાની કીર્ત્તિને માટે ઉપલા દાખલા જોઇને હવે એટલા જણને ઉલટ આવી કે એટલા બધા દાવાદારમાંથી એક જણને કેમ ચૂંટી કહાડવો તે મુશ્કેલ થઇ પડ્યું. જે ઉપરથી અંતે પાંતી કહાડીને આવા કીર્ત્તિવાન મોતે મરવાની જેને નસીબે ટિકિટ આવી તેને ચૂંટી કહાડવામાં આવ્યો. આ દેખાવ એટલો તો અસરકારક હતો કે એડવર્ડ રાજાનો એલચી સરવોલ્ટર માઉની જે આ સઘળો વખત હાજર હતો તેને બહુજ દયા લાગી, અને તે આ દેખાવ જોઇ રડી પડ્યો તથા બોલ્યો કે—"અરે ખોદાએ મને આ શેહેરીઓમાંનો એક કેમ નહીં બનાવ્યો?" અંતે તેણે આ

છ કીર્તિવાન કેદીઓને પોતાના સ્વાધિનમાં લીધા અને કિલ્લાની ચાવીઓ પોતાને હસ્તક લઇ ભાગોળો ઉઘડાવી અને આ છ કેદીઓ સિવાય બાકીના સઘળા કેદીઓને શેહેર બહાર સલામત મોકલવાની તેણે છૂટ મૂકી; પણ તેઓ આ છ બહાદુરોથી કેમ છૂટા પડે? તે વખતના દેખાવનું વર્ણન કરવાને કવિ કલમો અટકી રહી છે. એટલુંજ કહીશું કે પોતાના જીવથી શેહેરને છુટકારો અપાવનારા આ છ દલેરોને ભેટવાને આખું શહેર પોતાના કુંટુંબ પરિવાર સાથે ભેગું મળ્યું. તેમના ઉપર તેમનીજ મા બેન અને બાઇડીઓએ નહીં પણ આખા શેહેરની સ્ત્રીઓએ મોટી કળાપીટ ચલાવી. તે કલ્પાંતની કીકીઆરીઓ શેહેર બહાર છેક—શત્રુની છાવણીમાં સંભળાઇ. એ રીતે કળા પીટ કરતાં તેઓ શેહેર ખાલી કરી ગયા. પછી સરવોલ્ટરમાઉની પોતાના બહાદુર કેદીઓને રાજા એડવર્ડ પાસે લેઇ ગયો. અલબત, તેઓને પોતાના ગળામાં ફાંસો નાખીને શત્રુની આખી છાવણીમાંથી પસાર થવાનું હતું; પણ તેઓને શત્રુની છાવણીમાં એટલું બધું માન મળ્યું કે જાણે તે શત્રુની નહીં પણ પોતાનીજ છાવણી હોય એમ દીસવા લાગ્યું. અલબત, પોતાના રાજાની ધાક, એટલે તેઓ આ બહાદુરો તરફનું પોતાનું માન ઘણું જાહેર રીતે દેખાડી શકયા નહીં. પણ તે કેદીઓના ગળામાં જે દોરડાના ફાંસા હતા, તે કોઇ મોટા માનના હાર અથવા માળા હોય એમ તે દુશ્મનોએ પોતપોતામાં માન આપ્યું. એ રીતે ખુદ દુશ્મનોનું પણ માન મેળવતાં તેઓને રાજા પાસે લેઇ જવામાં આવ્યા. રાજાએ સર વોલ્ટર માઉનીને પૂછ્યું કે "માઉની, આ છ જણ

શું શેહેરના વડા છે ?" "હા, જહાંપનાહ." સર વોલટર માઉનીએ પોતાના રાજા આગળ પણ તેમનાં વખાણ કીધાં કે— "એઓ આ શેહેરનાજ વડા નહીં પણ આખા ફ્રાન્સ દેશના વડા અકાબર થવાને લાયકના છે." "શું લોકોએ એમને સમાધાની ભરેલી રીતે આપી દીધા છે?" રાજાએ પૂછ્યું. "જયારે લોકોએ એમને ફાંસીને માટે ચૂંટી કહાડયા ત્યારે શું એ શખ્સો જરાપણ સામા નહીં થયા?" "નહીં, જહાંપનાહ." માઉનીએ તેમનો બચાવ કીધો "એઓએ સામા થવાને બદલે સાગી પોતેજ આમ જીવ આપવાની માગણી કીધી. લોકોએ એમને આ ઘાતને માટે ચૂંટી કહાડયા નથી. એઓએ પોતેજ પોતાની રાજ્ય ભક્તિથી પોતાના બેમૂલાં શિર પોતાના દેશની સેવામાં કપાવવા કહાડયાં છે." આવા નામિચા દુશ્મનો આગળ પોતાનું વેર લેવાની આ તક મળવાથી રાજા એડવર્ડ એટલો ખુશી થયો કે તેણે મોટા હરખથી તેઓને ફાંસી દેવાનો હુકમ કીધો. તેના દરબારીઓને પણ દયા લાગી. પણ તેમની કશી સમજાવટથી રાજા પર અસર થઇ નહીં—પણ જે દયાનું કામ બીજાઓથી નહીં બન્યું તે એકજ સ્ત્રીથી બન્યું. રાજા એડવર્ડની રાણી છાવણીમાંજ હતી. તેણીને હમેલ હતા, અને બચ્ચું તેના પેટમાં પૂરા દહાડાનું હતું. તે પોતાના નિર્દય ભરથારનો આ ઘાતકી ઠરાવ સાંભળીને પોતાના પૂરા હમેલ છતાં દરબારમાં દોડી આવી, અને રાજા પાસે ગુંઠણપર પડી, રડીને તેણીએ માગી લીધું કે આવા જંગલી અને ઘાતકી કામથી આખા ખાનદાનને અને હવે પછી જન્મતાં બચ્ચાંને ડાઘ લાગવા દેવો નહીં,

રાણીના આમ વચ્ચે પડવાથી અંતે રાજાનું દિલ પીગળ્યું. તેણે કેદના આ છ અકામ્બરોને માફી આપી. ત્યારે રાણી ખુશી થતી તેઓને પોતાના તંબુમાં લેઇ ગઇ. જ્યાં તેઓની ભારે માવજત કીધી, તથા પોશાક અને પૈસાની ભેટ સોગાત આપી. તેઓને પાછા રવાના કીધા."

તવારીખની અંદર ઉપલા છ બહાદુરોનાં નામિચાં નામ અમર રહ્યાં છે.

પદ.

મરદ થઇ મરવું રે, પડવું તો પુરૂષપણા પર ;
દરદથી ન ડરવું રે, ધરવું તો નામ ધરા પરઃ (ટેક.)
મરદ થઇને મરજાદામાં, રાત દિવસ કાં રહેવું ;
અધિકારીને અંતર કેરૂં, કષ્ટ કેમ નહીં કહેવું ? મરદ૦
માગ્યા વિના ન પિરસે માતા, યોગ્ય વાત એ જાણી,
હોય ખરા હક તે હિંમતને, તકથી લેવા તાણી ; મરદ૦
અધીકારિઓ નહિં આપે તો, લાયક રીતે લડવું,
અબળાસમ રહીને ઓઝલમાં, સંકટમાં શું ! સડવું ? મરદ૦
ખરા હકો ખોવાના કરતાં, શીશ આપવું સારૂં,
અમર નામ થાશે અવનીમાં, ઘણું રૂડું થાશે ધારૂં ; મરદ૦
એમ ઘુમતાં થાય અસ્ત તો, સબુરી આણી સહેવું,
સહાય થશે ઇશ્વર સંકટમાં, તો બળ કરવું તેવું ; મરદ૦
હાર જીત તો હોય હમેશાં, ખેદ ન ધરવો ખોટો,
જુલમી નૃપના જુલમો જોઇ, મેળવવો જય મોટો ; મરદ૦

સ્વતંત્રતા મેળવવા સારૂ, મરદ થઇને મરવું,
હિંમતને બળના હથિઆરે, દુશ્મનથી નહીં ડરવું;
મરદ થઇ મરવું રે, પડવું તો પુરૂષ પણાપર,
દરદથી ન ડરવું રે, ધરવું તો નામ ધરાપર.

હવે આપણે હિંદુસ્તાનના સંકટો અને તેના વાજબી હકો કયા કયા છે તેની નોંધ લઇએ. પાછળ હું કહી ગયો છું કે આ રાજ્યથી કાંઇ તમામ જાતનાં જોઇતાં સુખ નથી. એક પરદેશી રાજ નીચે આવી ફરિઆદો ઘણીવાર જન્મ પામે છે, અને લોકો લાયક થઇને માગે અને ઉશ્કેરણી કરે, પોતાના ઉઠાવેલા કામમાં હિંમત ન હારતાં અંત સુધી મંડયા રહે તો તેઓની મુરાદ પાર પડેજ પડે. હરકત વિના બરકત નથી. થોડા ઘણા સિપાઇઓનો ભોગ આપ્યા સિવાય કોઇપણ દેશ જીતાતો નથી, તેમ થોડી ઘણી અવઘડો વેઠયા સિવાય મોટાં કામ પાર પડતાં નથી. જેઓને વિપત્તિ પડી છે તેઓએજ સારાં નામ કહાડયાં છે.

દોહરો.

"ઉપજે સુખ ઉદ્યોગથી, સુધરે વળી સ્વદેશ;
એ માટે ઉદ્યોગની, હીમત ધરો હમેશ."

ફાઉલ બર્કસ્તન કહે છે કે—"માણસ માણસ વચ્ચે જો ફેર છે? જબરૂં અને નબળું, મોટું અને નાનું ઉત્સાહ પૂર્વક કામ કરવું. અને તેને દ્રઢતાથી વળગી રહેવું. અથવા જે કામ કરવું ધાર્યું તે મરવું કે જીતવું ત્યાં સુધી કર્યાં કરવું. અને એજ ગુણથી જે જે આ દુનિઆમાં થઇ શકે છે તેરલું,

બધું થશે. ગમે તેવી મારી બુદ્ધિ હોય અને મારી જોગવાઇ મળે તોપણ બે પગનું પ્રાણી એ ગુણ વગર કદી માણસ થનાર નથી. ”

હિંદુસ્તાન કહે છે કે—“ મારે માથે ઘણાંજ વર્ષથી મહાભારત સંકટો વરસતાં આવ્યાં છે. તે આજ હું કેટલું સંભારૂં! આર્ય રાજાઓનાં રાજ જતાં પરદેશી મુસલમાન લોકોએ મને કબજે કરીને મારી ગરીબડી પ્રજાને ધૂળધાણી કરી નાંખી. દમડી સારૂ શૂળીએ ચડાવવાના દાખલાઓ તુર્કિ રાજ્યોના અમલમાં બનેલા છે. એ જાણીને તમે શું કહેશો? પણ પાપ કોનું છાજયું છે કે એ મુસલમાન બાદશાહોનું છાજે? જોર જુલમ અને લૂટફાટ કરીને પોતાના ખજાનામાં કરોડો રૂપિઆ જમાવીને રાજ્યનો ઉંડો પાયો તેમણે નાંખ્યો હતો. પણ આખર તે પાયાને ખળભળીને પડતાં કશી વાર ન લાગી. તેમણે પોતાના અમલમાં પ્રજા ઉપયોગી કાર્ય કશુંએ ન કરતાં પ્રજાના પૈસાથી મોટા મોટા મિનારા ને મસ્જિદો બંધાવી છે. તે સાથેજ ખરૂં કહીએ તો તેમની કીર્ત્તિ સમાએલી છે. આજ તેમનું નામ પણ કોણ સંભારે છે? તેમને ઓળખે છે કોણ! તે મને કોઈ કહેશો? એકાદ બે બાદશાહનાં નામો મારી પ્રજા હોંશથી સંભારે છે. અકબરાદિ એકાદ બે પાદશાહમાં આવી જાય છે, પણ તેમાં શું થયું? સેંકડો સુલતાનોમાંથી એકાદ બે નામધારી પ્રજાપાળક થઇ જાય, એ કાંઇ એ કોમને મગરૂર થવા જોગ બીના નથી. હશે. હવે એ બાબતો સંભારીને મારૂં આગલું સંકટ હું યાદ કરતો નથી મારે જે જે ફરિઆદો

કરવી છે, તે હું તમારી મારફતે આ પ્રસંગે કરવા માગું છું અને તેપર અંગ્રેજ સરકાર ખાસ લક્ષ આપશે એવી આશા ધરાવું છું. આવી ફરિયાદો અને સૂચનાઓ કરવાનો મારો હક છે. એ ઉપરથી તમારે એમ ન માનવું કે હું શિરજોરી કરીને મારા વાજબી હક માગું છું. મારો માગવાનો હક છે. એ પરથી એમ યાદ કરવું કે અંગ્રેજ સરકાર જયારે ન્યાયનો ફાંકો ધરાવે છે. પોતાના તાબાના દેશોને સ્વતંત્ર બનાવવાની ચાહના બતાવે છે ત્યારેજ મારે મારૂં વાજબી સંકટ જાહેર કરવું એ મારી ફરજ છે. જો, આ સરકાર મુસલમાની પાદશાહોની પેઠે જોરજૂલમખોરોની હિમાયત કરનારી હોત ને મળ જૂલમી શાહનશાત ગણાતી હોત, તો મારે મુંગે મ્હોડે મારાં સંકટો સહન કરવાની જરૂર પડત. પણ આ તો ન્યાય ધરાવનારી—ન્યાયી સરકાર તરીકે પોતાને ગણાવે છે ત્યારેજ મારે આટલું બોલવાની જરૂર પડી છે. તમારે આ પરથી એમ નહીં માનવું કે આ પ્રવાસ મેં કીધો છે તે મારે માટેજ છે. હું એવો એકલપેટો નથી કે મારૂં એકલાનું દુઃખ રડું, પણ જ્યારે મારાં વહાલાં બાળકોપર કેટલીક તરેહની ન ખમાય એવી સખ્તી ગુજરે છે ત્યારેજ મને ઘણું લાગી આવે છે.

મારે અંગે પરદેશીને માટે કેવા ગંજાવર ખરચ થાય છે. તેના સને ૧૮૭૮—૭૯ ના એકજ વરસના "લંડન સ્ટેટસમેન" માં આવેલા આંકડા શાક્ષી તરીકે બતાવું છું તે જુઓ.

એ વરસમાં ૬૦૦ અંગ્રેજો વરસે રૂપિઆ ૨૦૦૦૦ હજારથી ૮૦૦૦૦ સુધીનો પગાર લેનારા હતા.

પસાર થયલા સિવિલિઅન.

૨૦ જેમનું સરાસરી વાર્ષિક લવાજમ ૯૦૦૦૦.

૨૪ ................................ ૫૦૦૦૦ થી ૬૦૦૦૦.

૪૯ ................................ ૨૦૦૦૦ થી ૫૦૦૦૦.

પસાર થયલા નહીં તેવા સિવિલિઅન.

૬ વરસનું લવાજમ દરેકનું રૂ૩૦૦૦૦ ઉપર.

૩૯ ......................... રૂ૨૦૦૦૦ થી ૩૦૦૦૦.

આ યાદીમાં દેશીઓને નામે મીંડું વાળ્યું છે. વળી આ દેશમાં હાથ નીચેના ઓહદ્દાવાળા ૧૬૫૦૦ અધિકારીઓ છે. જેમનું લવાજમ ૬૦૦૦૦ થી ૨૦૦૦૦ સુધીનું છે. તેમાં પણ ૬૩૪૧ ઇંગ્રેજો ખરા. આ છ હજારમાંનો મોટો ભાગ પણ મોટા અધિકારપર છે. અને દેશીઓ તો કાંઇક જુજ છે. વળી એજ વરસમાં હિંદુસ્તામાંથી પેન્શન, ગેરહાજર રહેલાનો પગાર વગરેને માટે લગભગ રૂપઆ ૩,૦૦,૦૦,૦૦૦ ઇંગ્લાંડ ગયાછે. એ વરસમાં ૨૪૦૦ સિવિલિઅન ચડતે પગારે રજાપર હતા અને તેનાં આ પ્રમાણે નાણાં ગયાં છે.

સરાસરી વરસે દરેકનો.

| | | |
|---|---|---|
| ૭૦૦ | પસાર થએલા સિવિલિઅન | રૂ ૮૦૦૦ |
| ૩૨૭ | લશ્કરી સિવિલિઅન | રૂ ૫૦૦૦ |
| ૮૦૦ | યુરોપીયન જેઓ આ દેશમાં રહેતા નથી | રૂ ૪૬૦૦ |
| ૪૯૭ | પસાર નહીં થએલા સિવિલિઅન | રૂ ૩૦૦૦ |

આ યાદીમાં પણ કોઇ દેશી તો નહીંજ.

કેટલાક મોટા દરજ્જાના ઉપરીઓ વિના બાકીના બધા નોકરો આ દેશમાંથી રાખતા હોય તો કેટલો ફાયદો થાય! "બહાર મુલકથી આણેલા અને ઘણા મોંઘા નોકરો" હવે હું પોષવાને કમજોર છું. મારા દેશીઓ હવે લાયક થયા છે તો શા માટે આટલા બધા પરદેશીને ગંજાવર ખરચે રાખવામાં આવે છે? મારા દેશીઓ નાને પગારે મોટું કામ કરવાને શું લાયક નથી? મારાપર હમણાં ૬૦૦૦૦ ઇંગ્રેજો જૂદે જૂદે સ્વરૂપે રાજ ચલાવે છે. અને મારા ૨૫,૦૦,૦૦,૦૦૦ માણસોને જેમ હંકાય તેમ હાંકે છે. દેશીઓને ટુંકા પગારથી ઇંગ્રેજોના મોટા પગારવાળી નોકરી આપવામાં આવે તો વચમાં ગાળો રહે તેટલાનોજ ફાયદો નથી, પણ એક લેખે તેમને જે પગાર આપવામાં આવે તે પણ ફાયદોજ છે. કેમકે એ નાણાં વિદેશમાં ન જતાં અહીંજ ખરચાશે.

ઇંગ્લાંડ સીધી રીત મારી પાસેથી દર વરસે ૨૦,૦૦,૦૦,૦૦૦ રૂપિઆ લે છે. ૪૦ લાખ રૂપિઆની હુંડી દર બુધવારે ઇંગ્લાંડ જાય છે. ઇંગ્લાંડના લાભ સાચવવાની મૂખ્ય મતલબ રાખી ઉઠાવેલી લડાઇઓનું ખરચ પણ મારે માથે નાંખે છે. બસરા અને બગદાદની ટપાલનો ખરચ મારે માથે, અહીંથી ઇંગ્લાંડ સુધીના તારના દોરડાનો ખરચ મારે માથે, અને અહીંના પાદરીઓ માટે દર વરસે ૧૬ લાખ રૂપિઆ ખરચે છે તે પણ મારેજ માથે. એટલુંજ નહીં, પણ બીજી અનેક જાતના રાક્ષસી ખરચ ગેરવાજબી રીતે મારી પાસેથી હમેશાં લેવામાં આવે છે. હું ઇંગ્લાંડની દુઝણી ગાય ગણાઉં છું.

પણ હવે તો મારામાંથી લોહી સૂકાઇ જવા આવ્યું છે ને હાડ-પિંજર રહ્યું છે. મારી જોઇતી હાજતો પૂરી પાડયા વગર મારી તરફથી મોટા લાભ હમેશાં મેળવવા તાકે છે તે આશા કેમ સફળ થશે? કૂવામાં હશે તો પછી અવાડામાં આવશે કેની? મારૂં જો જોઇતી રીતે પોષણ કરવામાં નહીં આવે તો આખરે મારૂં મોત થશે અને ઇંગ્રેજોને પોતાના લોભનો પશ્ચાતાપ કરી હિંદુસ્તાન છોડી વીલે મ્હોડે ચાલ્યા જવા વારો આવશે.

સરાસરી ઇંગ્લાંડમાં માથા દીઠ દરેક માણસની વાર્ષિક પેદાશ રૂપિઆ ૩૩૦ ની, ફ્રાન્સમાં ૨૩૦ ની, અને તુર્કસ્તાન જે યુરોપમાં ગરીબમાં ગરીબ દેશ ગણાય છે ત્યાં ૪૦ ની, પણ મારા દરેક માણસની પેદાશ ફકત ૨૦ રૂપરડીની થાય છે. મારી ગરીબાઇનો એથી વિશેષ પૂરાવો બીજો શો બતાવું? પરેશ્વર મારી કમબખ્તી છે. મને એશિઆ ખંડનો ઇંગ્લાંડ-થવાની બહુ હોંશ છે, પણ પરદેશી રાજ્યની સત્તા નીચે એવા ભાગ્યવાન દિવસ નીરખવાને તક શી રીતે આવે?

મારી પચીશ ક્રોડની વસ્તી છે. વિસ્તારમાં હું લગભગ પોણા યુરોપ જેટલો છું. પોણા અબજની પેદાશ આપું છું. તેમજ મારો આવક નિકાશનો વેપાર દર વરસે બે અબજનો થાય છે. મારી દોલતથી ઇંગ્લાંડના હજારો કારખાનાં ચાલે છે. ત્યાંના લાખો લોકોને રોજી મળે છે. એમ છતાં પાર્લામેન્ટમાં બેસવાને મારા દેશમાંથી એકપણ માણસને હક નમળે તેથી મને કેટલું બધું લાગી આવતું હશે? તેનો તમેજ વિચાર કરો. મારી મૂઠીમાં માઇ શકે એવા નાનકડા આયર્લૅન્ડને સો મેમ્બરનો

હક, અને મને કાંઇજ નહીં. ગરીબની દુનિઆ નથી બળીઆના બે ભાગ. મારા પુત્રો બાપડા ગરીબ થઇ બેસી રહે છે અને કદી રાજ્ય સામે માથું ઉચકતા નથી. વખતે પાર્લામેન્ટને માટે અરજી કરે છે ત્યારે જવાબ મળે છે કે "ઠીક છે તમે હજી લાયક નથી, જોઇશું." પણ પછી કોઇ જોતું નથી. નગારખાનામાં તતૂડીનો નબળો અવાજ કયાં સંભળાય ? આયર્લન્ડની પેઠે માથા ફોડીઆ થવાને મારા પુત્રોને ગમતું નથી. મારા પુત્રોપર આસમાની સૂલતાની સેંકડો આફતો પડતી આવી છે. તેથી તેઓના હાજાં ગગડી ગયા છે. ઇંદ્રિઓ શિથિલ થઇ ગઇ છે. અને આજે પાંચ હજાર મૈલ દૂર વસનારના તાબામાં છે–દુઃખના હેવાયા થઇ ગયા હતા પણ હવે કાંઇક તેમની સ્થિતિનું તેમને ભાન થયું છે. તેથી વધારે વિટંબના સહન કરવી તેમને મુશ્કેલ થઇ પડી છે. સમજણા થયા પછી સંકટ બહુ લાગી આવેછે. મારા પુત્રોને અજ્ઞાન રાખીને તેમને હક નઆપ્યા હોત તો કદાપિ ચાલત. પણ સમજણા કરીને હક આપવાના અખાડા કરવા એ અયોગ્ય વાત છે. મારા પુત્રો હવે ઉનવાય છે તેથી મારૂં હૈયું ભરાઇ આવે છે. પણ શું કરૂં ? અને કોને કહું, આ વિતકની વાત ?

ઈંગ્લાંડમાં મારી રાવ રેડનાર બે ચાર ઇંગ્રેજો મારા હિતેચ્છુ છે. મારી દયામણી સ્થિતિની દાઝ હૈડે ધરીને કેટલીક વખત મારી તરફેણ કરે છે એથી હું તેમનો મોટો પાડ માનું છું. પણ ત્યાં મારા બેરખાહનો ટોટો નથી ! ! મારે વિષે બે ચાર સાચા જૂઠા ભાષણ કરે, અને મારા બેરખાહ બની

જાય ! ! લોર્ડ લીટન અને સર રીચર્ડ ટેમ્પલ જેવા ખેરખાહ મારે જોઈતા નથી. મારા જામદારખાનામાંથી કેટલાક ઇંગ્રેજો દર વરસે હજારો રૂપિઆ ત્યાં બેઠા બેઠા ખાય છે તથાપિ મારા લાભ માટે કાંઇ કરતા નથી. પણ ઉલટા મારા વિષે ખોટા મત બંધાય એમ ત્યાં ભાષણ કરે છે, ખાય તેનુંજ ખોદે. એવા નિમક હરામો વિષે મારે કયાં ફરિઆદ કરવી ? પરદેશીઓ ઉપયોગી જ્ઞાન અને કળા કૌશલ્યની મદદથી નવી નવી કારીગરી બનાવીને અહીંથી ધન હરણ કરીને મારાં બાળકોને ઓશીઆળાં બનાવ્યાં છે. ખેતીવાડીમાં પણ તેઓ માથું મારવાને અટકયા નથી. ચા, કાફી, ગળી, જેવી મૂલદાર વસ્તુઓ પણ તેમણેજ હાથ કરી છે. જે જે વેપારમાં કસ તે તે વેપાર પરદેશીઓએ હાથ કીધો છે. મારા બાળકોને રળી ખાવાને એકે માતબર રસ્તો નથી. જર જવાના રસ્તા હજારો છે.

મારા પેટમાં લોઢું અને કોયલો પુષ્કળ છે. એમ છતાં વિલાયતથી મંગાવીને વિલાયતીઓને રળાવવામાં આવે છે. ત્રીશ વરસમાં ફકત રેલવેને માટે લોઢા અને કોયલા પાછળજ આ દેશમાંથી પોણો અબજ રૂપિઆનો ઇંગ્લાંડને ભોગ આપ્યો છે. દર વરસે ત્રીશ લાખના તો કાગળ આવે છે, અને એવી બીજા હજારો પ્રકારે મારો દોલતની નદી ઇંગ્લાંડ રૂપી મહાસાગરમાં જઇ પડે છે ભરતામાં ભરતી થાય છે અને પડતામાં પડતી થાય છે. તેથી ભૂખની આગના ભડકા મારા ઘરમાં પેસવા લાગ્યા છે.

જયારે બીજા દેશમાં પરમુલકથી આવતી ચીજો અટકાવવા માટે તેનાપર મોટી જકાત નાંખીને તેને આવતી બહુધા

અટકાવે છે, ત્યારે વિલાયતથી અતરે આવતા કાપડ પરની જકાત અડધે હિસ્સે ઓછી કરી છે. અને મને ભય લાગે છે કે પૂરેપૂરી જકાત કહાડી નંખાવશે ત્યારેજ મેન્ચેસ્ટરીઆ જંપશે, અને અહીંના ઉગતા કારખાનાપર કેટલીક નવી સખ્તાઇ થતી જાય છે. સોળમાં અને સત્તરમાં સૈકામાં મારો માલ વિલાયતમાં બહુજ જવા માંડયો. જેથી ત્યાંના કારીગરો ભૂખે ન મરે માટે ઇસ્વીસન ૧૭૦૦ ની સાલમાં ત્યાં નવો કાયદો થયો કે ઘર ખરચમાં જે ઘણી મારો માલ વાપરે તેને રૂપિઆ પચાસ દંડ અને વેચનારને પણ રૂપિઆ બસેંનો ચાંડલો. મારા દેશમાં પરદેશી માલે ચક્રવૃત્તિ રાંજ્ય ચલાવ્યું છે. તેનો અટકાવ કરવાનું સરકારને કેમ સૂઝતું નથી ?

લૉડલો કહે છે કે–"જમીનના મહેસૂલ સિવાય બીજા ઘણા પ્રકારે કર લઇને હિંદુસ્તાનને ચૂશી લેવામાં આવે છે. કરોડો રૂપિઆ આ દેશમાંથી ઇંગ્લાંડ જાય છે અને જયારે રંક દેશીઓ પોતાની સ્થિતિ માટે બૂમ પાડેછે ત્યારે કોઇપણ દહાડે તેમનો વાંક હતો એમ હું કહીશ નહીં."

"રાજના રક્ષણ વાસ્તે કર તો જોઇએ ખરા પણ એવા પ્રકારના કર સરકારે લોકોપર મૂકવા જોઇએ કે તેને માટે પોકાર પડે નહીં. જર્મનીમાં કર મૂકવામાં આવે છે, તેના કરતાં રૂશિઆમાં થોડો કર છે તોપણ જર્મનીના લોક કરતાં રૂશિઆના લોક વધારે બૂમ શા માટે પારે છે ? જયાં લોકોની સ્થિતિ ખરાબ હોય ત્યાં થોડો કે ઘણો કર મૂકવામાં આવે તોપણ બૂમ

પાડયા વગર લોકો રહેશે નહીં. તેટલા માટે જેમ બને તેમ લોકોને આબાદ કરીને પછી જો કર મૂકવામાં આવે તો ઘણે દરબારની બૂમ એકદમ અટકી જાય." કોપડન.

પણ મારી આબાદી વધવાને બદલે નાદારી વધતી જાયછે. હું કરને પાત્ર કરતાં દયાને પાત્ર વધારે છું. મીઠા જેવી વસ્તુ જે ગરીબ તથા તવંગરને એકસરખી ઉપયોગી છે તેનાપરનો હાલનો કર જુલમ ભરેલો છે. રૂશિઅન જેવા જૂલમી રાજયમાં પણ મીઠાપરની જકાત કાઢી નાંખી છે. પણ મારો ગરીબનો અવાજ કોઇ બરાબર સાંભલતું નથી ત્યારે આ રાજય વિષે મારે શું ધારવું ?

મારા દેશી રાજયનું લશ્કર ઘણું અવ્યવસ્થિત હાલતમાં છે, તેમાં કાંઇ જરા તરા સુધારો થતો સાંભળીને કેટલાક અદેખા ઇંગ્રેજો ચમકે છે, અને રજનું ગજ અને કાગનો વાઘ બનાવી દેછે. ઇંગ્રેજી વર્ત્તમાન પત્રોમાં તેનો ભયંકર ચિતાર આપે છે. સિંધિઆ—હોલકર—નિઝામ આદિ રાજયોને પોતાના રાજયમાં અને આસપાસ બરાબર બંદોબસ્ત રાખવાને સુધરેલા લશ્કરની જરૂર છે. પણ તેમ થએલું જોવાને ઘણા ઇંગ્રેજો રાજી નથી. ઇંગ્રેજી રાજયને નુકસાન કરવું હોત તો સન ૧૮૫૭ ના બળવા વખતે રાજાઓ સંપે થઇને કદાચ કરી શકત. પણ આર્ય રાજા શું એવા બેવફા છે ? અંગ્રેજી નેજા નીચે તેઓ ઘણાજ વફાદાર છે. ઇંગ્રેજી અધિકારીઓ ભાષણ કરે છે ત્યારે તેઓની વફાદારીના વખાણ કરે છે. એનો ચાવવા અને દેખાડવાના જૂદા નહોય તો આટલી બધી ફિકર શી

માટે રાખવી? દેશી રાજાના મૂઠીભર લશ્કરથી બીવું એ અંગ્રેજી રાજ્યની નબળાઇ બતાવે છે. યુદ્ધ કળામાં મારા દેશીઓ પાવરધા થાય તો અંગ્રેજી રાજ્ય અને સમગ્ર દેશને પરિણામે લાભ છે. પણ જો યુદ્ધ કળાની તાલીમ ન આપી તો આખરે બન્નેને નુકસાન થવા સંભવ છે. મારા દેશીઓને જો પાવરધા બનાવે તો પરદેશી હુમલા વખતે મારો બચાવ કરવાને અંગ્રેજી રાજયને કાંઇ વધારે ફિકર રાખવી પડે નહીં. પણ કોણ જાણે તેમના અંતરનો ઉંડો ભેદ શો હશે? આમાં અંગ્રેજી રાજયનો વધારે દોષ નથી પણ કેટલાક અદેખા અંગ્રેજો વારંવાર આડા આવે છે.

મારે માથે જેટલા સંસ્કાર થતા આવ્યા છે તેટલા, અગર તેથી થોડા, જો બીજી ભૂમિને માથે થયા હોત તો કેવી અધમ દશા થઇ હોત? તે મારાથી કહેવાતું નથી. આવી મહા અધમ દશામાં પણ હું યુરોપના મોટા રાજયોની આંખમાં રમી રહેલ છું. મારે માટે આગળ બીજા પરદેશી રાજયોએ મહા મુશીબતો એંચી હતી તે શા સારૂ? તમે કદાચ વિચારમાં પડશો કે મારી દાઝ હૈડે ધરીને, મારૂં દુઃખ ફીટાડવાને એ રાજયોએ કાંઇ કોશીશ કરી હશે. પણ તેમ નથી. ઉલટું એ લોકો તો મને ગળી જવાને, મારૂં કાટલું કાઢી, કબજે કરવાને ચાહતા હતા. મને સુવર્ણથી ભરપૂર માનતા. મારા પેટમાં છૂપો ખજાનો ઘણો છે. એવું એ દૂરદેશનાં લોકોમાં નક્કી હતું અને આજના યુરોપિઅન લોકો પણ એ વિચાર કબૂલ રાખીને મારા પેટમાંથી છૂંપુ ધન ઓકાવવાની ઘણી તજવીજ કરે છે.

હું તમારી પાસે કબૂલ કરૂં છું, અને તે નિશ્ચય માનજો કે બીજા યુરોપના દેશો આજે મારા કરતાં ગમે તેટલો મોટાઇનો દાવો કરે, પણ મારી પાસે જેટલું છૂપું ધન છે, તેટલું બીજા કોઇ દેશો પાસે નથી. પરદેશી જેટલાં રાજયોએ મારા ઉપર હાકમી ભોગવી છે, તેટલાં મારા શરીરપરનું સર્વસ્વ ઉતારી ગયાં છે. પણ છૂપો ખજાનો મારા પેટમાં મારાં ગરીબડાં બાળકોને માટે મેં છૂપાવી રાખ્યો છે, તે કાઢી લેવાની કોશીશ તેઓએ કરી નથી. પણ આજ કાલ અંગ્રેજ લોકો એવી મહેનત કરવા લાગ્યા છે. તેઓ ગમે એટલું દયા ઘાલવાનું ડોળ કરે, તેઓ ગમે એટલું આ દેશનું સારૂં કરવાનું વચન આપે પણ તેઓ ખચીત પોતાના વતનનું સારૂં ચાહવાનાજ; પોતાનો દેશ આબાદ કરી પારકા દેશમાંથી દોલત, બળ, અને સઘળું તત્વ ખેંચી જવાના ; પણ તેમની ખૂબી ઘણી સરસ છે, અને તેને લીધેજ તેઓ મારૂં અને મારાં બાળકોનું શું હરણ કરે છે તે સમજાતું નથી. મુસલમાનોને કાવાદાવા અને ધન હરવાના પેચ વાળા ઇલાજ આવડતા નહોતા. મુસલમાનો મારી છુડીને પ્રજા પાસેથી પૈસો કઢાવતા. રાંક લોકોનાં ઘરબાર લૂટતા, પણ હાલનું પરદેશી રાજય એવું જૂલમી નથી. તે મારૂં સર્વસ્વ હરી જાય છે, એ ખરૂં છે; પણ મને રાજી ખુશી કરીને, મારી સંતતીને પટાવીને તેમનો પાસેથી કોડો રૂપિઆ ઉપર પ્રમાણે જૂદા જૂદા આકારમાં વિલાયતમાં તાણી જાય છે, પણ તેની ખબર પડતાં છતાં તેનો અટકાવ કરવા મારી શકિત નથી. મારાં બાળકો જો આવું કામ કરવા

માગે તો કરી શકે એમ છે. પણ ! તેઓ તો બાવરાં—ગાભરાં બની ગયાં છે. ને ગભરાટમાં આકાશ ભણી જોયાં કરે છે. મારા જોર મુજબ અફીણ, મજીઠ ને રૂની પેદાશ કરી થોડો ઘણો પૈસો પરદેશમાંથી તાણી લાવું છું પણ એટલાથી શું વળ્યું ? દિવસે દિવસે મારાં અભાગ્યાં બાળકો પૈસાથી, બળથી ને હિમતથી ઘસાતાં જાય છે. તથા પરદેશી કેટલાંક રાજ્યો સઘળી વાતે સર્વોત્તમ બનતાં જાય છે. એ જોઇને મને ઘણું લાગી આવે છે પણ શું કરૂં ?

ઇંગ્રેજ સરકાર મારૂં કલ્યાણ કરવાની બહારથી આતુરતા જણાવે છે, પણ અંતઃકરણ તેમ કરવાને બરાબર ચાહતું નથી. તેમની દેખીતી રાજનીતિ મારી તરફ ખેંચાય છે, પરંતુ અંતઃકરણ તેમનાં વતન વિલાયત તરફ ઢળે છે. તેઓ મારૂં ગમે તે રીતે સારૂં કરવાને ઇચ્છતા હોય, પણ કુદરત તેમને સ્વદેશાભિમાન શીખવે છે. તેઓ ગમે એટલી દયાળુ દિલની તથા અપક્ષપાતી હોય, પણ એક પરભૂમિ તરીકે મને માનવાનું કારણ કુદરત તેમને શીખવે છે.

નવા નવા દેશો તાબાતળે રાખીને ખેંચાય એટલો પૈસો પોતાના દેશમાં ખેંચી જવો, ને પોતાના દેશના ધંધા ધાપા વગરના લોકોને તાબાના દેશોમાં કામે વળગાડી કમાણી કરતા કરવા એટલીજ ઉમેદ ઘણું કરીને પરદેશી રાજ્યો રાખે છે. પરંતુ મારે કબૂલ કરવું જોઇએ, અને તે ખરૂં પણ છે, કે મુસલમાન લોકોએ મારૂં સત્યાનાશ જેવી રીતે વાળ્યું છે; તેવું બૂરૂં આ પરદેશી ઇંગ્રેજ લોકો કરતા નથી. ઉલટું તેમના આવવાથી

મને ઘણા પ્રકારના લાભ પણ હાંસલ થયા છે. મારાં બાળકો અજ્ઞાન સાગરમાં ડૂબી ગયાં હતાં, તેમને આ ઓગણીશમી સદીની વિદ્યા અને અજાયબ તરેહની કળાઓ શીખડાવીને ખબરદાર કરે છે. નવા નવા સુધારાના અમ્રત સમાન ફળો તેમને ચખાડે છે. ને મારાં બાળકોને સર્વે જાતના સુધારામાં પ્રવિણ કરવાને તન મન ને ધનથી મહા મેહેનત કરે છે.

॥ ભાગ્ગી ગણીને ભામની, સુધરી થાય પ્રજાત, ॥
॥ આવત નહીં ઇંગ્રેજતો, તે કયમ વહેમ તજાત, ॥

એ સઘળાનો મારે અવશ્ય ઉપકાર માનવો જોઇએ છીએ. તે છતાં ખરૂં કહેવાની અગત્ય ગણું છું, કે તે ગમે તેટલું ભલું રાજ્ય છે, તોપણ એક પરદેશી છે. મુસલમાનો ગમે એટલા પ્રજાને નીચોવતા, તેઓ ગમે એટલો પોતાનો ખજાનો તર કરતા, ને તેઓ ગમે તેટલા ઘાતકી મનના હતા, પણ તે વખતમાં મારી અને મારાં ગરીબડાં બાળકની દશા સારી હતી, એ તમે એકદમ નહીં માનો; પણ તે સઘળું ખરૂં છે. એ કોમના સઘળા બાદશાહો મોજશોખમાં અને જાહેર બાંધકામમાં અને એવીજ બીજી બાબતોમાં કરોડો અને અબજો રૂપિઆ ખરચતા હતા, એ સઘળો પૈસો મારા ભંડારમાંજ રહેતો, ને તે નાણું જૂદા જૂદા રૂપમાં મારાં બાળકોનાજ હાથમાં આવતું હતું. ઔરંગઝેબના વખતમાં બત્રીશ ક્રોડની પેદાશ હતી, પણ તેમાંથી દશાંશ પણ પરદેશ જતો નહોતો; કારણ મુસલમાન રાજકર્ત્તાઓ આ દેશને પોતાનો દેશ માનીને મારાજ વતની થયા હતા; તેથી પોતાની ઉપયોગી ચીજો અને બીજા બરનો સામાન મારા કા-

રીગરો પાસેથી તેઓ ખરીદતા હતા. આવાં કારણથી રૈયત સુખી હતી. સુખી કઇ વાતમાં ? ફક્ત નાણાંની બાબતમાં. આજના જેવો ઉદ્યોગ તે કાળે નહીં હોય, એમ તમે માનશો. પણ તેમ નહોતું. ઠેકાણે ઠેકાણે હુન્નર શાળાઓ અને કારીગરોના કારખાનાં હતાં. તેમાં પાદશાહોને અમીર ઉમરાવોને તથા-પ્રજાને જોઇતી તમામ ચીજો મારાજ કારીગરો બનાવતા હતા. એટલે તેઓનો ધંધો ધમધોકાર ચાલતો ને ઘેરઘેર પૈસાની ટંકશાળ પડી હતી. નાણાંના જોરથી તેઓ પાદશાહ ને નવાબોનો જુલમ ભૂલી જતા, ને ગાલપર સુખની સૂરખી પ્રકાશી રહેતી હતી, પણ અફસોસ !

## લાવણી.

( ઓ કુદરતના કરનાર, ખલકના સ્વામી ) એ રાગ.

શું શુન્ય થઇને પડયા દેશીઓ મારા, મુંગે મોઢે શું સહો દુ:ખના ભારા;
જાતે વેઠો છો જુલમ છતાં નવ બોલો, એ ઠીક નથી ત્યમગણી ગુપ્ત દુખ ખોલો;
સરકાર ગણાયે નેક કામ કરવાને, ત્યમ છતાં સહો કેમ દુખ કહો મરવાને.
બકરો છે ગરીબ જાત છતાં કો મારે, તો કરી શિંગ પ્રહાર શત્રુ સંહારે;
મંકોડો દિસે સ્વલ્પ શત્રુને વળગે, તો તૂટી કડકા થાય ન છુટે અળગે;
એ સ્વલ્પ જીવો પણ જુઓ શત્રુની સામે, ટક્કર લેઇને નિજ દિલે હર્ષ બહુ પામે;
તો તમ સરખા નરે જેહ સહન દુખ કરશો, તે આખર સુખનો સ્વાદ ચાખી કયમ ઠરશો;
છે લાયક શુભ સરકાર દાદ ત્યાં મળશે, એકલપેટા અધિકારિ ટળિ દુખ ટળશે,
સૌ સજો સંપને કસો કમર સજ થાઓ, તમ સુખના સર્વ ઇલાજ શોધિ દિલ ચ્હાઓ.

(રોલા)

પરદેશીનું પ્રબળ, હાલ જામ્યું છે ઝાઝું,
દેશી હુન્નર હાલ, નાશ પામ્યાથી લાજું;
નિર્બળ નિરખી દેશ, ચિત્તમાં ચિંતા પેઠી,
આ અવસર આ દેશ, પડતિ બાઇ પાટે બેઠી. ૧

કરૂણા ઉપજે અતી, દેશને દુખિઓ ભાળી,
ભડભડ ભડકા થાય, નિરૂધમી નરો નિહાળી;
શું થાશે પરમેશ, એશ દહાડો કયાં ખોયો,
ભરતખંડ ભડવીર, આજ દુખ દરિએ જોયો. ૨
રે ! મુજ શુરવિર દેશ, વેશ વરવા તારાથી,
મુજ મન મસ અકળાય, ખમાય ન તે મારાથી;
મનહર તારૂં રૂપ વિદેશી જોવા આવે,
લક્ષ્મિની અતિ લહેર. લક્ષ લોકો લલચાવે. ૩
ઇચ્છા અંતર માંહ્ય, વિદેશી જન બહુ રાખે,
તું તાબે નવ થાય, જાગ્રિ નિશ્વાસજ નાખે;
તે શુરવિર મુજદેશ. આજ પરહાથે પડિઓ,
બનિઓ ગરીબ ગાય, દુઃખની ચોટે ચડિઓ. ૪
સુખ સંપતિ ધન સર્વ, ગયું ચાલી પરદેશે,
ભરતખંડ મુજ દેશ, બન્યો ભીખારી વેશે;
મુઆ સહુ ભડવીર, બાયલા હાલ રહ્યા છે.
તેથી આ શુભ દેશતણા આ હાલ થયાછે. ૫

બાળ લગ્નની દુષ્ટ રૂઢીએ આપણને બાયલા બનાવ્યા છે, કજોડાના લગ્ને આપણને કમજોર કીધા છે, લઘુ વયના લગ્ને આપણને લ્યાનત લગાડી છે, આપણાં ઢીંગલા ઢીંગલીના લગ્ને આપણને વૃદ્ધ બનાવ્યાં છે, પ્રાચિનકાળમાં જો આવો ઝડો લાગુ થયો હોત તો આપણા બાપ દાદાઓએ ચાર ખંડ પૃથ્વીમાં વિજયનો ડંકો વગાડયો છે, કે જેના પડઘાનો ચિતાર વિદેશી વિદ્વાનોના ગ્રંથોમાં અદ્યપિ રહી ગયો છે, તેમ કદી થાત

નહીં. તેઓ લાયક ઉમરે અને પરણવાને લાયક થયા પછીજ પરણતા હતા. સાંપ્રત કાળમાં વિદ્યાભ્યાસના વિયોગમાં લઘુ વયમાં લગ્ન કરાવી પીંજણ વળગાડી આપે છે, જેથી કિશોર વયમાં તેઓ કવખતે સંસારની જાળમાં સપડાઇ જાય છે, વિદ્યામત્યે હમેશનું વેર બાંધે છે, અને બળહિણ બની યુવાવસ્થામાં વૃદ્ધપણું ભોગવે છે. સારી કેળવણી લેવાનું બને નહીં, તન મન દુરસ્ત નહીં, એટલે પછી તેઓ પેટનું પૂરૂં પણ મહા મુશ્કેલીથી કરેછે, ત્યાં દેશના લાભ માટે તેમને વિચારજ કયાંથી આવે એ દેખીતું છે.

એવા બાળપણમાં બંધાયેલાં જોડાંની પ્રજા દમ વગરની થાય એમાં કાંઇ નવાઇ નથી.

આપણા દેશીઓ હોશ કોશ વગરના નીપજે છે, તેનું પેહેલું કારણ બાળલગ્ન છે, અને બીજું કારણ કેળવણી આપવાની કઢંગી રીત છે. હાલની કેળવણીની પદ્ધતિથી બેમાલૂમ નુકસાન બહુ થાય છે, પાંચ પાંચ વરસની ઉમરે બાળકોને નિશાળમાં ધકેલી દેવામાં આવે છે, ત્યાં તેમની તન્દુરસ્તી કે મન દુરસ્તી પર કાંઇ ધ્યાન આપવામાં આવતું નથી. બાપડાઓને છ છ કલાક ગોંધાઇ રહેવું પડેછે. અને તેઓને એટલા બધા પાઠ કરવાના વધતા જાયછે કે તેમાંથી કશો પરવારજ મળતો નથી. જે વખત શરીરે ગજું કરવાનો તે વખત તો આવા ફિકર ચિંતામાં જાયછે. તેથી તેમના શરીરનું પુંઠું મજબૂત બંધાતું નથી. અને પછી તેવું ઘણું કરીને અંતસુધી રહે છે. તેમનાં તન મન એવાં બગડી જાય છે કે ભણી રહ્યા પછી દેશને માટે તો

તેમને કશો વિચારજ આવતો નથી. નોકરીને માટે આથડીયાં મારે છે, અને તે મળી એટલે પોથાંને થોથાં કયાંઇ ખુણામાં ફૂંકી લાઇલાજે નોકરી કરી ન કરી ને બાપડા પડયા રહે છે. કેળવણી આપવાનું બંધારણુ બહુજ ખરાબ છે. નિશાળમાં ભણી-ગણીને જયારે દરેક ઇંગ્રેજ બચ્ચો ચોપડી હાથમાંથી હેઠી મૂકતો નથી. ત્યારે આપણને પછી જોઇનેજ ઘણો કંટાળો આવે છે. કેળવણીની કઢંગી રીતનો આ સરસ પુરાવો છે. માટે બાલગ્ન બંધ કરવાં જોઇએ, તે સાથે કેળવણી આપવાની કઢંગી રીતમાં પણ સુધારો કરવો અગત્યનો છે.

રોલા.

"હતો જે હિંદુસ્તાન, વિવિધ વૈભવમાં ધાટો,
થયો તે આજ દરિદ્ર, દુઃખથી દાળો વાટો,
દેશાભિમાનજ દૂર, તજિ દેશીજન બેઠા,
વધ્યા વેહેમ વિકાળ, થયા હલકાથી હેઠા. 1

ચાલૂ થયા કુચાલ, ટળે નહીં ટાળ્યા કોથી
બાળલગ્ન આદીક, કષ્ટ કરનારા કોટી.
થાય કજોડાં ક્રોડ, દુખ છે એ દેખીતૂં,
પ્રજા બાયલી થાય, પાપ પૂરણ એ પેટૂં. 2

નબળાં પ્રજા નૃપાળ, દેશ આબાદ ન એથી,
ટૂંક મગજના માત્ર, તત્વ શું જાણે તેથી;
અવીવેક અજ્ઞાન વધ્યાથી, ક્લેશ વધારે,
દિનદિન વધે કુસંપ, જંપ નર નાર ન ધારે." 3

માંહો માંહેના કજીઆ કાઢી નાખવા. અને સંપ સંપીને વસવું, તથા નઠારા રીવાજ દૂર કરવા આગેવાનોએ આગળ પડીને ખીકણ ને અજ્ઞાનને માટે રસ્તા ખુલ્લા કરવા. અને આપણા લાભને માટે વારંવાર શાણી સરકારને અરજીઓ કરી દાદ ચાહવી. ઉશ્કેરણી કર્યા વગર મોટા હક મળવાના નથી. આગેવાનોએ દેશમાં ચોગરદમ ફરવું, અને લોકોની લાગણીઓ તેજસ્વી કરવી. એમ કરતાં કેટલાક એકલપેટા ઇંગ્રેજો અદેખાઇ કરે, તેઓની દરકાર રાખવી ઘટતી નથી. દરકાર રાખી, ડરી ડરીને બેશી રહે સિદ્ધી નથી. એમ છતાં કાંઇ હરકત આવી પડે તો ખમવી જોઇએ. દેશના ભલાને માટે જેટલું કામ થાય તેટલું કરવુંજ જોઇએ, એ વૃતિ મજબૂત થયા વગર દેશનો દહાડો ફરવાનો નથી.

આખી દુનિઆમાં ગરીબમાં ગરીબ પ્રજા તે આપણા લોક છે, ગમે તેટલો તેઓના પર જુલમ થાય તોપણ ઉંચું માથું, કરી બોલવાના નહીં. પણ એ ગરીબાઇએ તો ઘર ઘાલ્યું છે. એક દેશાભિમાની કહે છે કે—

॥ બળીઆના બે ભાગ જગતમાં, ભલા તણી દુનિઆ છે કયાં ॥<br>
॥ માટે નીતિ મંદ નકામી, જોસ્સો શૂરપણું નહીં જયાં. ॥

એ કથન કબૂલ કરવા જેવું છે. અદેખાથી ડરીને શું મુંગે મ્હોડે સંકટો સહન કરવાં? કેટલાક મદાંધ અમલદારો આપખુદ સત્તા ચલાવે છે, દેશીઓને ધિક્કારે છે, દમે છે, તેમને ઉઘાડા નહીં પાડવા? અને તેને માટે મોટો ઘોંઘાટ કરી બેદિલી ન બતાવવી? ઘટતે ઠેકાણે રાવ નહીં રેડવી? નામરદાનું એ કામ

છે કે પોતાની સ્વતંત્રતા ખોઇ દેવી. અને જુલમ સહન કરવા, પણ ઉપાય ન લેવા. રાજ્ય કર્ત્તા સર્વજ્ઞ નથી, માટે આપણને શું સાનુકૂળ છે, અને શું પ્રતિકૂળ છે તે વારંવાર બતાવી આ- પવું જોઇએ. હમણાં હમણાં સમય ઠીક આવ્યો છે. સમય ચૂ- કવા જેવી બીજી હાની નથી. ગરીબાઇમાં સદા દિન ગાળવા, અને રાંકપણામાં સદા રોળાવું તેપર ધિક્કાર છે. તે કરતાં તો મરવું સારૂં ગણવું જોઇએ.—

૫૬.

ધિઃક ધિઃક રાંકપણું રાંકપણું, ટેક

રાંકપણામાં રોજ રીબાઇ, રાબ આટીને રહેવું,
દિન હાલતમાં કાઢી દહાડા, સંકટ સબળું સહેવું, ધિઃક ધિઃક
જાર બાજરી તણું જાવણું, પેટ ભરીને પીવું,
જુલમી કેરા જોર જુલમથી, બીક ધરી કાં બીવું ? ધિઃક ધિઃક
મળે નહિં મન ગમતા મેવા, ખાવા ખટરસ ખાંતે,
એક ઘડી આરામ ન આવે, વિધવિધ દુઃખની વાતે; ધિઃક ધિઃક
જનાવરો ને જન જંગલના, સ્વતંત્રતા લઇ રિખી,
પકડે તેના પ્રાણ હરે ને, પાંજમાં નાખે પીંખી; ધિઃક ધિઃક
પરાધીન રહેવું થઇ પુરૂષ, વેઠ વિશેષે વહેવી,
અધમ દશા ભોગવવી એવી, જનાવરોના જેવી; ધિઃક ધિઃક
સત્તા ધારી જહાં સતાવે, જરૂર જુલમપણાથી,
મદ એવાનો હરવા માટે, પડતું પુરૂષ પણાંથી; ધિઃક ધિઃક
રાંકપણાંમાં જે નહિં રાજી, ધન્ય ધન્ય એ ધણીને,
વાર વાર ફિટકાર વદે જન, કાયરની કરણીને; ધિઃક ધિઃક

વખત પ્રમાણે દેશી રાજાઓ પણ હિંમત વગરના ઘણા જોવામાં આવેછે. જ્યારે ઓરંગઝેબે હિંદુ લોકને માથે જજીઆ વેરો નાખ્યો, ત્યારે એમ કરતાં તેને અટકાવવા માટે સૌ હિંદુના પ્રતિનીધિ રૂપે મેવાડના પ્રખ્યાત રાણા રાજસિંહે બાદશાહની કશી બીક ન રાખીને કેવો પત્ર લખ્યો હતે ?! તેવા રાજાઓ હાલ ક્યાં છે ? આપણો પરમ પ્રખ્યાત પ્રતાપી પ્રતાપ એક વખત બોલેલ કે—"હું મારા દેશની ખાતર, મારા કુળની ખાતર, પાદશાહના પગમાં મારૂં શિર નમાવી મારા નામને કલંક તો નહીં લગાડું" એવા રાજાઓ હાલ ક્યાં છે ?

"ખસે ખાડા પણ ન ખસે હાડા" એવા ટેકીલા શૂરા રાજા આજે ક્યાં છે ? ટૉડ કહે છે કે:—

"There is not a petty state in Rájusthan that has "not had its Thermopylæ, and scarcely a city that "has not produced its Leonidas."

"રજપૂતસ્થાનમાંનું એક પણ નાનું રાજ્ય દેશની સ્વતંત્રતાને માટે થરમોપાલીના* જેવી લડાઇ ન લડયું હોય તેવું નથી. એક પણ શેહેર એવું નથી કે જેણે લીઓનીડાસ† જેવા પ્રતાપી યોદ્ધાને જન્મ નથી આપ્યો."

---

* "ગ્રીસ દેશમાં આ જગ્યો પ્રતાપી યોદ્ધા લીઓનીડાસે સ્વદેશ પ્રત્યેના પાર પૂર્ણ પ્રેમને માટે કરેલા મજબૂત બચાવને માટે પ્રખ્યાત છે."

† "લીઓનીડાસ—સ્પાર્ટાનો રાજા—ઇ. સ. પૂર્વે ૪૯૧ થી ૪૮૦. તેણે થરમોપીલીની લડાઈમાં માત્ર ૩૦૦ સ્પારટનો સાથે ઇરાનના ઝર્કઝીસની સામે—સ્વદેશના રક્ષણાર્થે એક કારમું યુધ્ધ મચાવી શત્રુના મસ ને બલીષ્ટ સૈન્યને

વળી ટૉડ કહે છે કે—"જે લડાઇમાં ઇંગ્રેજ સરકારનું ફાવતું ન હોતું, અને જે લડાઇના છેવટ માટે ઇંગ્લાંડમાં પણ મોટો ગભરાટ મચી રહ્યો હતો, તે લડાઇ જયપુરના રાજા માનસીંગે જીતી—આસામ, આરાકાન અને ઓઢીસા પ્રાંત ઇંગ્રેજ સરકારને અપાવ્યા." આથી શું આપણને ઓછો આનંદ થાયછે?

પણ અફસોસ હાલના આપણા રાજાઓનો સામટો વિચાર કરતાં જણાય છે કે સ્વદેશ ભકિત નિર્વંશ ગઇ છે, અને તેઓના પાણી ઉતરી ગયાં છે, તથા અફીણ ને મદિરાએ સત્યાનાશ વાળી નાંખ્યું છે: કોઇ વેશ્યાના કબજામાં રહે, કોઇ કારભારી પાસે જાણે બાજીગરના માંકડા—જેમ નચાવે તેમ નાચે, કોઇ બાયલા, કોઇ બીકણ, કોઇ કૃપણ, કોઇ કસાઇ, અને અનેક અજ્ઞાન ને આળસુ. "રાજા" એ શબ્દનો અર્થજ મૂરખ જેવો થઇ ગયો છે. અવિચારી માણસને બહુધા "રાજા" બોલ લગાડવામાં આવે છે, અને ત્રણ રૂપરડીના પગારના હલકા રસોઇઆને "મહારાજ"ના નામથી બોલાવવામાં આવે છે. રાજાની હાલ કેવી સ્થિતિ થઇ છે તે એમના નામના શબ્દોજ બતાવી આપે છે. તેઓ કાનના કાચા અને વિદ્યાના વેરી હોય છે, એટલે પછી દેશ સુધારો શું!! તે બાપડા કયાંથી સમજે? દૂધ ચોખા ને સાકર મળ્યાં ને ઉપર રેડીયા કસુંબા કે સુધરેલ કેફ! મદિરા મળે, એટલે તેમાં ગુલતાન બની પડયા રહે. રાજાઓ ધારે ને કરે તો થોડા વખતમાં ઘણું કરી શકે—તેઓની પાસે

---

મોટી કતલ સાથે હરાવી કાઢયું. અને સ્વદેશને પરદેશીના હાથમાં જતાં અટકાવ્યો, અને અંતે તે દેશને માટે લડાઇના મેદાનમાં પડયો, અને પોતાનું નામ અમર કીધું. ધન્ય છે! એવા દેશાભિમાની જનોને."

જગ્યા છે, તેઓની પાસે માણસ છે, તેઓની પાસે પૈસા છે, પણ દેશહિતનાં કામ માટે કારખાનાં વગેરે કાઢવાનો તેમને નાનો સરખો ખ્યાલ નથી.

"દશા વિચારિ દેશની, મળે પ્રજા મહીપાળ"
ઉદ્યમ ધરતા આદરે, સુખ તેથી તત્કાળ."

ઘણા દેશી રાજાઓ રૈયત પાસેથી ગમે તે પ્રકારે પૈસા મેળવવા તાલમેલ કરે છે, પણ રૈયતને પૈસાવાળી કેમ કરવી તેની તેઓ બરાબર કાળજી ધરાવતા નથી એ ખેદકારક છે.

દેશીરાજાઓ સેંકડો છે પણ તેમાં દેશી કારીગરી માટે ઉલટ ધરાવનાર કોઇજ નજરે આવશેઃ તેઓ જૂની રૂઢીઓને વળગી રહે છે, પણ જમાનાની ફરવાતી વલણ પ્રમાણે પોતાના દેશ અને પોતાની રૈયત માટે નવા ઉપાયો લેતા નથી.

કાશ્મીરના અને બીજા એક બે દેશી મહારાજાએ દેશી કારીગરીના થોડાં કારખાના કાઢયાં છે, તે વખાણવા લાયક છે; પણ એટલાથી દેશની ભૂખ ભાગે તેમ નથી.

રૂશીયન લોક આગળ સતરમી સદીમાં અરધા જંગલી હાલતમાં હતા. પીટર ધી ગ્રેટ નામે શાહનશાહ જે ઇ૦ સ૦ ૧૬૮૯—૧૭૨૫ માં થઇ ગયોછે, તેણે યુરોપના બીજા સુધરેલા મુલકમાં મુસાફરી કરી આવીને ભારે સુધારા દાખલ કર્યા હતા, અને ભારે મેહેનત કરી પોતાના દેશની હાલત સુધારી હતી. તે છૂપે નામે યુરોપમાં મુસાફરી કરતો, અને ઇંગ્લાંડમાં હતો તે વેળા સંચા કામ શીખવા માટે તેણે એક સાધારણ મજૂર તરીકે હાથમાં હથોડો લેઇ સુતાર લુહાર વગેરેના કામ બજાવ્યાં હતાં. તે હો-

લાંડમાં ગયો ત્યારે ત્યાં લશ્કરી વહાણ બનાવવાનો હુન્નર શીખવા અને અનુભવ મેળવવા ખલાસીને પોશાકે કોઈ નહીં ઓળખી શકે તેમ મુસાફરી કરવા લાગ્યો હતો. આમસ્ટરડામમાં સુતાર તરીકે દાખલ થયો હતો. અને એક નાની કોટડી લઇ તેમાં પોતાને હાથે ખાણું પકવીને ખાતો હતો. પછી ઇંગ્લાંડ જઇ જૂદા જૂદા હુન્નરમાં પ્રવીણ, એવા ૫૦૦ માણસોને પગારદાર કરીને પોતાને દેશ લેઇ ગયો. આપણા રાજાઓ હથોડો લેઇ દેશના લાભને માટે વિદેશમાં હુન્નર શીખવા જાય એવી આશા હાલ રાખવાનો વખત નથી, પણ તેઓ પરદેશથી કારીગરોને બોલાવી આંહી વસાવતા નથી, તેમજ આંહીના કારીગરોને ઉત્તેજન આપી પરદેશ શીખવા માટે મોકલતા નથી એ બહુજ સંતાપકારક છે. હમણાં પુના સાર્વજનિક સભાએ આવો પ્રયત્ન કરી ઠરાવ કર્યો હતો કે-" ધર્મના કાંઇ પણ ભિન્ન ભાવ વગર-દસ દેશી યુવાન પુરૂષોને-ઇંગ્લાંડ, ફ્રાંન્સ, જર્મની, રૂશિઆ અને અમેરિકા મોકલવા............તેમજ એ દેશમાં તેઓએ ત્રણ વર્ષ રહી ત્યાંની ભાષાઓ, વિદ્યા જ્ઞાન અને હુન્નર કળાનો અભ્યાસ કરવો."

એ પ્રમાણે ઠરાવ કરી આ દેશના મોટા રાજાઓને અરજ કરી કે આમાં જોઇતી મદદ આપો. પણ તેમ કરવાને જવલ્લેજ તૈયાર થયા. અને કામ ભાગી પડવા જેવું થયું. હિંદુસ્તાનનું સુખ દેશી રાજાઓપર બહુ આધાર રાખે છે.

સર જૉન માલકમ કહે છે કે—" જો દેશી રાજા ઉચ્ચ રાજકિય સ્થિતિના નિયમ જાણે, અને પોતાના સુખ કરતાં પ્ર-

જાના સુખ તરફ વધારે લક્ષ આપે તો બ્રિટિશ રાજ્યના ગમે તેવા જાલમ અધિકારીઓ કશી પણ ઇજા કરી શકે નહીં. હિંદુસ્તાન ઉપર ઇંગ્રેજ સરકાર ગમે તે રીતે રાજ કરે, તોપણ તેથી હિંદુસ્તાનની પ્રજા કદી પણ સંતોષી થનાર નથી. પણ દેશી રાજાઓ તો વીજા બાબકે તેથી ઉતરતી રીતે રાજ્ય કરશે તો પ્રજા તેને પુજ્ય ગણશે. હિદુસ્તાનનું સુખ દેશી રાજાઓપર આધાર રાખેછે, તેઓએ પોતાના જડ વૈભવ છોડી ભવ્ય શકિતની રાજ નીતિનો અમલ કરી લોકોના મન હરણ કરવાં. જયાં સુધી તેઓ નબળા રહેશે, અને મૂઢ કારભારીઓને આશરે પડશે, ત્યાં સુધી તેઓ અને તેઓની ઓલાદ સારી સ્થિતિમાં આવનાર નથી. રાજાના દીવાન અને કાંઉન્સિલના સલાહકારી વગેરે સ્વતંત્ર, પ્રમાણિક, દેશાભિમાની અને લોક હક સમજતા થશે, તોજ દેશી રાજાની સ્થિતિ રૂડી થઇ હિંદુસ્તાનનો દહાડો ફરશે" એ કહેવું યથાર્થ છે

દેશના ઉદય માટે શ્રીમંતો અને વિદ્વાનોની સરખી જરૂર છે. વિદ્વાનો નવા ને ઉપયોગી માર્ગ બતાવે, અને શ્રીમંતો તેને અનુસરીને ચાલે તો પરમ લાભ થાય. આપણા દેશમાં વિદ્વાનો હવે ઘણી તરેહના લાભકારક થઇ પડે એવા ઉપાય બતાવે છે, પણ શ્રીમંતો તેપર થોડુંજ લક્ષ આપે છે. નહીંતર આપણા દેશમાં કારીગરોની આટલી કમબખ્તી થાત નહીં.

॥ સેવ ફાકવાના પણ સાંસા, દેખે શાળવી રોજ દુકાળ, ॥
॥ મેહેનત કરતાં રાબ મળેતો, શાળવીને મન થકી સુકાળ, ॥

કારીગરો ધંધા ધાપા વગર ગમગીન ચેહેરે રખડે છે, મ-

જૂરી વિના મજૂરો મુંઝાય છે, તોપણ તેમને માટે કારખાનાં કાઢવાને આપણા અખૂજ દેશી શ્રીમંતોને સૂઝતું નથી. કારખાનાં વ્યાજ કરતાં તો વધારે નફો આપે તેમ છે, અને કદાપિ થોડો નફો આપે તોપણ શું ? સ્વદેશને ખાતર, સ્વદેશી અધમ કારીગરોને ખાતર અને પોતાની ફરજને ખાતર એ ખમવું જોઇએ. પણ આપણા દેશના શ્રીમંતો સ્વદેશની થોડીજ દરકાર રાખે છે. તેઓ ગાડી લાડી ને વાડીના શોખમાં પડયા છે. મિષ્ટ ભોજન જમીને શ્રંગારના પુસ્તકો વાંચતાં સંસાર સુખમાં નિમગ્ન થઇ ગાદી તકીઆ પર પડયા પડયા હાંફે છે ! ! સુધરેલા દેશના શ્રીમંતો સ્વદેશના ઉદય માટે લાખો અને કરોડો રૂપિઆ વગર માગે અર્પણ કરે છે, મરતી વખતે પણ દેશને માટે ગંજાવર રકમ કાઢતા જાય છે ત્યારે આપણા દેશમાં બહુધા તેને ભૂલીજ જવામાં આવે છે. આપણા દેશમાં કાગળ—કાચનાં વાસણ, લોખંડી સામાન આદિ અનેક જાતના કારખાનાની ખોટ છે, તે પૂરી પડે તો બહુ લાભ થાય. પણ આજકાલના શ્રીમંતો સ્થિતિ ભ્રષ્ટ, સ્વાર્થી ને વિલાષી થઇ ગયા છે, ત્યાં તેમનાથી શું સારૂં થાય ? તેઓ કારખાનાં કાઢતાં નથી, તેમ દુખદાયક રૂઢીઓ પણ કાપતા નથી, તો નાત જાતની સખત બેડી તોડી પરદેશ જવાનું તેઓથી કેમ બને ? ખચીત દેશાટનનો ચાલ આપણામાં ચાલુ થવો જોઇએ, તે વગર આપણે કદી ઉંચો પાયરી પામી શકશું નહીં.

દેશની નબળાઇનું એક મોટું ને ખાસ કારણ તો, સ્ત્રીઓની અજ્ઞાનતા છે. કેળવણી વગરની સ્ત્રીઓ પશુ સમાન છે.

તેઓ વ્હેમમાં ઉછરે છે, અને વ્હેમમાં મરે છે, તેઓને લાંબુ જ્ઞાન નથી, અને લાંબી નજર નથી. તેમના હાથથી દેશી પ્રજા ઉછરે છે. તે શૂરી ને સ્વદેશાભિમાની કયાંથી થાય ? માટે આ ખોટું નથી કે,

॥ કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન; ॥

॥ સરસ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન. ॥

હિંદુસ્તાનની પચીસ ક્રોડની વસ્તીમાં લગભગ દશ ક્રોડ અજ્ઞાન અબળાઓ હશે ત્યાં સુધારો શું થાય ? અરધું અંગ જયાં સાજું નહીં ત્યાં જય કેમ થાય, અને જન્મથી હિમતવાન કેમ થવાય ? નાનપણના બળેલા વિચાર કેમ ઠેકાણે આવે ? અને પાકેલ વ્હેમી વિચારો એકદમ કેમ નાશ પામે ? માટે જો દેશ સુધારવો હોય તો પહેલું પગલું એ ભરવું કે બાપડી થઇ ગયેલી સ્ત્રીઓને જ્ઞાની અને હિમતવાન કરવી. અને તેમાંજ આપણી ભવિષ્યની ફત્તેહ છે.

અગાઉ આપણા દેશમાં સ્ત્રી કેળવણીનો પ્રસાર ઠીક હતો, ત્યારે દેશની સ્થિતિ પણ સુખદાયક હતી. સ્ત્રીઓ દેશ લાભ માટે યત્ન કરતી અને પોતાના પતિ અને પુત્રને તેમ કરવાને ઉશ્કેરણી આપતી હતી.

શું ! તે સમેની રજપૂતાણીઓની હિમત, બહાદુરી ને સ્વદેશ પ્રીતિ ! રણમાં પાછાં પગલાં ભરી પોતાના નામને લાંછન ન લગાડતાં, ક્ષત્રીકુળને લજ્જિત નકરતાં, જનેતાની કૂખને શરમ ન પહોંચાડતાં અંતસુધી લડવાને પોતાના પતિને આગ્રહ કરતી હતી. એક રજપૂતાણી બોલી હતી કે.—

॥ ભાગે મત તું કંથડા, તો ભરગોમા ઓડ, ॥
॥ મોરી સંગકી સાહેલીઓ, તાલીદે મુખ મોડ. ॥

૫૬.

રંગ એવી રજપુતાણીઓને,
સબળ ધીરવાળી શાણીઓને, રંગ— (ટેક)
લાખ વરસ વિતી જાય તોય યાદ લાવે,
છતરની જુનિ છંધાણીઓને; રંગ ૧
વીરપણું પામવા વિશેષ ભણી વાંચે,
કવિની કથેલ કહાણીઓને; રંગ. ૨
ગુણના અવાજ ગગન સુધીમાં ગજાવે,
વિમળ ગ્રહણ કરિ વાણીઓને; રંગ. ૩
હિંમત આણીને હરીફ, મૂખભણી હાલે,
મસળવા મદાંધ માનીઓને; રંગ. ૪
બંધીવાનની સમાન બાહુ બળે બાંધે,
પ્રેમ પાશ વડે પ્રાણીઓને; રંગ. ૫
વસ્ત્ર ભૂષણો વિશેષ વ્હાલી ચીજ વેચી,
તગડવાને ધાય તાનીઓને; રંગ. ૬
રાજ પાટની લગામ નિજ હાથ રાખે,
જ્ઞાનથિ હરાવી જ્ઞાનિઓને; રંગ. ૭
પુત્ર વા પતિને રણે ઝુઝવા પ્રમોદે,
હોંશથી હણે હરામીઓને; રંગ. ૮

સુલતાન મહમૂદે આ દેશપર ચડાઇ કરી ત્યારે તેનાથી દેશનો બચાવ કરવાને, મ્લેચ્છોને મારી હઠાડવાને આર્ય સ્ત્રીઓ એક પગી થઇ રહી હતી. સ્વદેશ પ્રીતિનો જુસ્સો તે સમયે અસાધારણ

હતો. સ્ત્રીઓએ સંસાર સુખની દરકાર નકરતાં પોતાની રાજી ખુશીથી જાહેર કર્યું હતું કે-અમારા ઘરેણાં ગાંઠા, હીરા, મોતી, માણેક અને છેવટ કિમતી વસ્ત્ર પણ સઘ જાઓ, પરંતુ એ દુશ્મનોને તો મારો, હઠાડો અને તેમના ગાળા નરમ કરી નાખો કે જેથી તેઓ ફરીથી આપણા દેશતરફ કુદૃષ્ટી પણ ન કરે.

યુરોપ ખંડની ચડતીમાં સ્ત્રી કેળવણી એ એક મુખ્ય કારણ મનાયું છે. તેથી ત્યાં તેમને ઉત્તમ કેળવણી અને ઘટતી છૂટ મળે છે અને તેમને સમાન ગણવામાં આવે છે.

હાલ ઇંગ્લાંડની સ્ત્રીઓ પાર્લમેંટમાં દાખલ થવાને ઘણો ઘણો યત્ન કરે છે, અને એવી બાબતમાં અમેરિકાની સ્ત્રીઓએ તો કેટલીક તરેહનો જય પણ મેળવ્યો છે, આપણા દેશમાં સ્ત્રીઓ આમ પોતાના હક માગવા કયારે બહાર પડશે ? ઉંચા પ્રકારની કેળવણી અને ઘટતી છૂટ મળ્યા વગર તેઓ કદી પોતાનું નામ રાખી શકનાર નથી. અને ત્યાર પહેલાં આપણા દેશમાં સંગીન સુધારો થવાની આશા રાખવી એ ફોકટ છે.

આપણા લોકને હવે પોતાની સ્થિતિથી વાકેફ કરવા એ અતિ જરૂરનું છે. અને તે માટે જાત જાતના ઉપયોગી પુસ્તકો ચોપાન્યાં અને વર્ત્તમાનપત્રો સ્વતંત્ર રીતે લખાવાં જોઇએ અને તે ઘેર ઘેર વંચાવા જોઇએ. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને બીજા રાજાઓ અને સદ્ગૃહસ્થો ઇનામ આપીને નવા નવાગ્રંથો રચાવે છે તેઓએ હવે વકતાઓને ઉત્તેજન આપી સમયાનુસારી બાબતો ઉપર ઠેકાણે ઠેકાણે ભાષણો અપાવી લોકોને સારી પેઠે જાગૃત કરવાને માટે ચિત્ત આપવું યોગ્ય છે. વખત સાનુકુળ

છે, માટે કેટલીક બાબતમાં ગ્રંથો કરતાં મુખ ભાષણ વિશેષ ફળ આપશે.

મોટાં મોટાં શેહેરોમાં સંસારી અને રાજયદ્વારી સુધારા માટે સ્વતંત્ર અને કહેણી તેવી રહેણી રાખનાર માણસોની જૂદી જૂદી સભાઓ થાય, નાનાં ગામોમાં તેની શાખાઓ બંધાય અને એ બધી સભાઓ એક બીજા સાથે જોડાઇ કામ લેતો ઘણો ફાયદો થાય. રાજ્ય પ્રકરણી સભાએ ઘટતે ઠેકાણે વારંવાર દાદ પહોંચાડવી; અને તેનો અવાજ મોટો કરવા અરજીપર લાખો માણસોની સહીઓ લેવી. માંહો માંહે ઉઘરાણું કરીને વિલાયતમાં વારંવાર ડેપ્યુટેશનો મોકલવાં. અને સંસારી મંડળીએ દુઃખદાયક રૂઢીઓ કાપી નવા ને સુખદાયક રીત રીવાજ પોતાના ઘરથીજ દાખલ કરી લોકોને દાખલો આપવો, અને લાભ સમજાવવો.

દેશી રાજા અને શ્રીમંત શેઠીઆઓ જેઓ ખુશામતમાં ડૂબેલા છે, અને ગમે તેવા અમલદારના પુતળાં બનાવવાના કામમાં હજારો રૂપિયા ભરેછે, પણ તેમાં વિવેક વિનાંનો મનુષ્ય આંધળો ગણાય છે. જે અમલદાર દેશીઓપર જુલમ કરે, દેશીઓને ધિઃકારે, કાળી ગોરી ચામડીનો તફાવત રાખી પક્ષપાત કરે એવા અમલદારનાં નામ રાખવા નાણાં આપવાં એ ગાય દોઇને કૂતરીને પાવા સરખું, અથવા ખારેપાટ નાખવા જેવું છે.

નાણાંનો આવો ગેરઉપયોગ કરે, તેઓનાપર ફિટકાર વરસાવવો યોગ્ય છે. દેશના નાણાં દેશના લાભ માટેજ ખરચાવાં જોઇએ. પોતાનું અને પોતાના દેશનું અભિમાન અંતરમાં સદા

રાખવું એ જરૂરનું છે, એ આંહી ફરીથી કહું છે. પોતાના જાતીભાઇ વિરૂદ્ધ ઠરાવ થાયછે, ત્યારે કેટલાક ઇંગ્રેજો તો એવા કાયદા કરનારનાં પુતળાં બનાવી તેમને અનેક રીતે અપમાન આપી બાળી નાખે છે, આ રીત પસંદ કરવા જેવી નથી. પણ એમાંથી કેટલોક સાર લેવાનો છે, કે એમની લાગણી કેવી છે? પોતાના હકને માટે માથું આપવા તૈયાર થાય એવા એ લોક છે, અને આટલા ચડયા છે પણ ત્યારેજ. આપણે "માચીમાંના માંકડ" અને દુશમનને પણ દંડ નહીં આપનાર, જુલમ ખમવામાં હેવાયા થઇ ગયેલા, અયોગ્ય અમલદારની બીકમાં ઢળી પડેલા શું કરવાના હતા? જુસ્સા વિનાનો તે શું માણસ કહેવાય? ના, ના.

આપણે ઉજવળ ને મિષ્ટ ભોજન પામીએ ત્યારે આપણાજ, દેશીભાઇ અન્ન વસ્ત્રની આપત્તિમાં હોય, તેના તરફ પ્રેમ દૃષ્ટી કે ભ્રાતૃભાવ રહિત બનીએ એના જેવું ધાતકી, અને હીણુ કર્મ બીજું કયું હશે? એક બાપના ફકત ચાર પાંચ દીકરામાંથી સર્વ સરખું કમાય, અને સર્વ પાસે સરખો પૈસા થાય, કે સર્વ સરખા કેળવાયલા થાય એમ બનતું નથી, તો આપણે લગભગ પચીશ ક્રોડ ભરતખંડના તનુજ છીએ, તેમાંથી સબળ સ્થિતિવાળાએ નિર્બળ સ્થિતિવાળા દેશી ભાઇને ઘટતી મદદ શું નહીં આપવી? તમેજ વિચારો. પણ દુર્ભાગ્યને લીધે જેઓને એવી બાબતમાં પ્રીતિ છે તેઓની પાસે પૈસા નથી, અને પૈસા છે તેઓને એવી લાગણી નથી. ને આપણા ઘણા લોક આવો સ્વારથીઓ વિચાર રાખી રહ્યા છે કે—"એક જણને તજવાથી કુળનો બચાવ થતો હોય તો તેમ કરવું, ગામને માટે કુળને

તજવું, ને આત્માને માટે તો બધું એ તજી દેવું" આવા વિ-ચાર હોય ત્યાં પરાર્થ બુદ્ધી કેમ જય પામે? દયાની લાગણી કેમ પ્રદિપ્ત થાય? અને છોકરાના લગનપર જેવી પ્રીતિ લોક રાખે છે તેવી પ્રીતિ દેશહિત માટે તેઓ કેમ રાખે?

લોક આવા જૂના વિચાર રાખી રહ્યાછે, અને અજ્ઞાનતામાં પડેલાછે, ત્યારે અફસોસ હિન્દ! મને ફિકર થાયછે કે તારૂં શું થશે? તને ક્ષયરોગ થયો છે, તને શિત આવ્યાં છે, તારૂં નૂર ઉડી ગયું છે, મોં ફીકું પડયું છે, અને તારૂં હાડપીંજર તત્વ વગરનું થઇ પડયું છે, તારા તનુજો બાવરાં બની ગયાં છે, તેઓને કશો રસ્તો સુઝતો નથી, અને આકાશ ભણી જોયાં કરે છે. તારા મ્હોડાં સામું જોવાતું નથી. અને જયારે જોઉં છું ત્યારે ખરેખર તારી આગલી હાલત યાદ આવ્યાથી મારૂં હૃદય ભરાઇ આવે છે. તારા હિતને માટે કેડ બાંધીને ઘુમનાર પ્રમાણમાં છેકજ થોડા છે, અને તેમાં પણ મોટો ભાગતો માનનો ભૂખ્યો છે. તારા કેટલાક વગવાળા પુત્રો તો બાયલા છે. રાજય પ્રકરણી બાબતમાં ભાગ લેવો, અને રાજય સામે માથું ઉચકવું એ તેમને મન બરાબર છે. તેઓ વિદેશીની નીચ ખુ-શામતમાં અને દુઃખદાયક રૂઢીઓમાં ડુબેલા છે, ત્યાં બાપુ, હિન્દ, તારૂં શું થશે?! પણ એક ઉપાય છે, વ્હાલા હિન્દ, તારે સુ-ભાગ્યે લૉર્ડ રીપન સરખા પરમારથી નાડી વૈદ આવેલાછે, તે તારી નાડી જોઇ ઘટતી દવા આપી તને ટટ્ટાર કરશે, એમ આશા ર-હે છે; એથી તારા તનુજોને કાંઇક દિલાસો મળેલ છે. પ્રભુ, હવે અમારા હિન્દને આરામ કરો. અમારી કુમતિ કાપો અને

સુમતિ આપો. અને અમારી દેશાભિમાનની લાગણી પ્રદિપ્ત કરો. સ્થાનિક સ્વરાજયના નવા હકમાં અમે ફતેહ પામીએ તેમ કરો. અને લૉર્ડ રીપને મહેરબાની કરી સરકારી ખાતામાં કેટલાક દેશી માલ વાપરવાનો ઠરાવ કરયો છે તેવા દેશી માલના કારખાનાં ઉઘાડવાને અમારા રાજા અને શ્રીમંતોને સદ્‌મતિ આપો ! એ મારી વિનતિ છે.

વ્હાલા મિત્રો હવે આપણે આપણી સ્થિતિ તરફ છેવટ જરા વિચાર કરીએ.

કુસંપનો કીડો આપણને કોલી ખાય છે, વ્હેમ પવનના આપણે દાસ થઇ પડયા છીએ, મિથ્યા અભિમાન અને બીકણ પણું આપણે વહોર્યું છે, અને કુંભકરણ ઉંઘમાં આપણે પોરીએ છીએ. અનેક પ્રકારે જગાડવા છતાં આપણે સુષુપ્તિમાંથી જાગતા નથી; કેટલાક કહે છે કે દેશ સાથે આપણને શું લાગે વળગે છે? દેશનું તે આપણું નહીં, એ તો પારકું છે; શા વાસ્તે પારકી પંચાતમાં પડવું ? આપણે આપણું સંભાળવું, સાચવવું એટલે બસ–શા વાસ્તે હોળીનું નાળિએર ઉપાડવું ? ચાલતું હોય તેમ ચાલવા દો. સૌનું થશે તે વહુનું થશે, પરમેશ્વર મેહેરબાન છે તે સૌ સારાંવાનાં કરશે, આમ સ્વાર્થી સમજથી બાપડા બેશી રહે છે. પરમેશ્વરે જ્ઞાન આપ્યું છે તેનો સદુપયોગ કરતા નથી. અહો ! દેશીઓ, બહુ ઉંઘ્યા. હવે અઘોર નિદ્રામાંથી જાગો–જરા આંખ ઉઘાડી જુઓ કે તમારો દેશ વિદ્યા હુન્નરકળા, નીતિ અને શૌર્યમાં કેટલો પછાત પડયો છે, તે વિચારો અને અજ્ઞાનતાનો વજ્ર પડદો તોડો અને તમે કુલિન પૂર્વજોના ખરા પુત્ર છો તે સુકૃત્યોથી બતાવી આપો.

સમય સાનુકુળ છે, માટે ઉઠો, અને દેશોત્કર્ષમાં તમારૂં ચિત્ત પરોવો. ઉદ્યમ કર્યાવિના ઇશ્વર સહાય થતો નથી. સૂતેલ સિંહના મુખમાં મૃગ આપોઆપ આવીને પેશી જતું નથી.

ઇતર પ્રજા આપણી આળસની હાંસી કરે છે. ને આપણને વખોડે છે, તેનાપર લક્ષ આપો. સ્વદેશબંધુતાનો સદ્ગુણ ગ્રહણ કરો. "આપ સમાન બળ નહીં અને મેઘ સમાન જળ નહીં." અને તે પ્રમાણે બેદરકારી છોડી સર્વ સજ્જનો એકઠા થઇ સ્વદેશને તારવા મથન કરો. મહાન કાર્યો એકદમ વિનાકષ્ટે પાર પડી જતાં નથી, પણ મહાવરાથી મહા મેહેનતે અશક્ય વાત શક્ય થઇ શકે છે; માટે ઉલટભેર પ્રયાસ કરો. આપણા દેશને માટે આપણે યત્ન નહીં કરીએ ત્યારે બીજું કોણ કરશે? ભૂંડા ભલા તોપણ આપણા દેશી ભાઇઓ છે, એમ ગણી તેઓના પર ઉમળકો લાવો. અને દેશના હિતેચ્છુઓને માન અને મદદ આપો.

પારસીઓ આપણા અસલી આર્યના વંશના છે, તેઓ ઘણા વર્ષથી આંહી વસતા આવેલા છે, આપણી સાથે સલુકાઇથી વર્ત્તે છે, અને મુસલમાનો પણ આ દેશને પોતાનો દેશમાની રહ્યા છે, ઘણે દરજ્જે આપણી ભાષા, ચાલ તેમનામાં દાખલ થયા છે, માટે તેઓ પણ આપણા ભાઇ છે, તેથી ત્રણે કોમે એકઠાં થઇ દેશના લાભ માટે મથવું જોઇએ. દેશની ઉચ્ચ સ્થિતિ રાજ્યદ્વારી તેમજ સંસારી સુધારાપર આધાર રાખે છે.

આપણા ઉપર કોણ રાજ્ય કરે છે, કેવી રીતે રાજ્ય ક-

રેછે, તે આપણે જાણવું જોઇએ. સ્વતંત્રતા શું છે? વિદ્યા શું છે? સુધારો શું છે? રાજાનો હક શો છે? રેહેમ શી છે? જુલમ શું છે? પ્રજાના હક શું છે? તે બરાબર સમજવું જોઇએ.

દેશી કારીગરીના ફેલાવા માટે એવી કારીગરીના પ્રદર્શન વારંવાર આ દેશમાં થાય તે માટે રાજાઓ અને શ્રીમંતોએ ધ્યાનપર લેવું જોઇએ. અને બનતા સુધી દેશી કારીગરીની ચીજો વાપરતાં સર્વેએ શીખવું જોઇએ. મોજ શોખની વિદેશી વસ્તુમાં ઘણા નાણાં ખરચી નાખવાં એ સારૂં નથી.

જેઓ સવતંત્ર અને ન્યાય શાસ્ત્રમાં નિપુણ હોય એવા દેશ હિતકારીઓએ લવાદ કૉર્ટો ઠામઠામ સ્થાપી લોકોને ખરાબ થતા અટકાવવા જોઇએ.

દેશોત્કર્ષ માટે શ્રમ લેનારા કેટલા જૂજ છે, એ જાણીને દીલગીરી થાય એ સ્વભાવિક છે. પણ તેથી નિરાશ થવું જોઇતું નથી. જો હિમતથી પ્રયાસ કરીએ તો શું થઇ શકવાનું નથી? નેપોલયન કહેતો કે “દુનિયામાં કોઇ ચીજ અશક્ય નથી.” તમારા દિલને કદાપિ એમ થતું હોય કે હું એકલો કેટલું કરી શકું? પણ આપણે જાણવું જોઇએ કે એક જણ શું નથી કરી શકતો? એક રામે લંકા લીધી, એક ફરશુરામે નક્ષત્રી પૃથ્વી કીધી, અને એક નેપોલ્યને આખા યુરોપ ખંડને ધ્રૂજાવી મૂક્યો. અગ્નિરથ, તાર આદિ યંત્રોના બનાવનાર એક હતા કે અનેક? ઘણા પરાક્રમો એકલાથીજ બને છે. તોપણ દેશ સુધારાનું મહાભારત કામ એકલે હાથે ન બને એમાં સ

ચ્યાઇ છે. પણ જેવું તમે ધારો છો, તેવું તમારો પાડોશી પણ ધારતો હશે કે "હું એકલો કેટલું કરૂં?" આ પ્રમાણે બહુના મનમાં હોય છે. માટે હિમત રાખી બહાર પડવું.

દેશને માટે આયુધ્ધો સજી લડવા જવું, એજ માત્ર દેશાભિમાનીનું કામ નથી, ગમે તે પ્રકારે દેશની ચડતી થાય, અને ગમે તે પ્રકારે દેશીભાઇના વિવિધ તરેહના દુઃખ કમી થાય એમ કરવું, એ દેશાભિમાનીનું કામ છે.

"કાપે પરવત પ્રૌઢને, ઝીણું શસ્ત્ર જરૂર,"
"સમજિ તેમ સ્વદેશનું, દુખ સહુ કાઢો દૂર."

ઇંગ્લાંડ તરફ તમારી નજર ફેંકો–દેશાભિમાન શીખવાની પાઠશાળા તે ઇંગ્રેજી રાજ્ય છે. અને પાઠ રૂપ ઘણા ઇંગ્રેજો છે. ઇંગ્રેજ લોકોને પોતાના ખાસડાંનું પણ કેટલું અભિમાન છે!? આંહી બેઠા સ્વદેશી મોચીને રળાવવા બૂટ પણ વિલાયતી વાપરે છે. અને આપણા દેશમાં વપરાતી અનેક ચીજના નમુના વિલાયત મોકલી તેવા બનાવી આ તરફ મોકલવા સ્વદેશી કારીગરને સૂચના આપે છે; પણ આમાનું આપણે કાંઇ છે? વિલાયતી માણસ અને વિલાયતી માલપર આપણે મોહી પડયા છીએ.

રાણી સરકારે આપણા દેશમાં કેળવણી ખાતું સ્થાપ્યું ત્યારે હિંદુસ્તાને આશા રાખી હતી કે મારા પુત્રો ભણશે, સમજશે, અને પોતાની ફરજ બજાવીને મારા બીજા અનાથ-પુત્ર પુત્રીઓને લાભ આપશે? અને મારો કાંઇક દહાડો વળશે. પણ અફસોસ, એ ઉમેદ ધાર્યા પ્રમાણે બર ન આવી, દહાડો વ-

ળવાને ઠેકાણે રાત વળી ગયા જેવું થયું. કેટલાક અધકચરી કેળવણી લઇ વિશેષ છકી ગયા. અને બગડેલ થઇ "સુધરેલ" નું નામ ધારણ કરી (સુધારો) એ શબ્દને લજાવ્યો. વિલાયતી વિદ્યા શીખી વિલાયતી થઇ ગયા, અને પોતાના પોકળ વિલાયતી વિચારથી કરતવ્ય કર્મને વિસારી દીધાં. પાંચ પચીસની નોકરી મળી એટલે પોતાના દેહનું અને પોતાના પોપટિઆ ભણતરનું સાર્થક થયું, એમ તેઓ સમજવા લાગ્યા. અરે ! ઉંચા પ્રકારની કેળવણી પામેલા કહેવાતા આર્યો, તમારા આવા કુવિચારથી તમે બેવડા દોષિત થયા છો. અજ્ઞાન તો ભૂલે કે તેમને ભાન નથી. પણ તમે જાણીતા થઇને તમારી ફરજ કેમ સમજતા નથી ? તમે વિચાર શુન્ય છો ? વજ્રવત્ કઠ્ઠણ હૃદયના છો ! ? તમને તમારા દેશ પ્રત્યે કશો ભાવ નથી ? અને જો એમ હોય તો તમારામાં ને પશુમાં કશો તફાવત નથી.

આહાર, નિદ્રા, ભય, કામ એ તો મનુષ્ય અને પશુમાં સમાન છે. મનુષ્યમાં જો કાંઇ વિશેષ હોય તો પોતાના કરતવ્ય કર્મ સમજવાની શકિત છે.

તમે બી૦ એ૦ થયા તોય શું ! ! અને એમ૦ એ૦ થયા તોય શું ! ! અને તેથી નીચી કે ઉંચી પાયરી પામ્યા તોય શું ? ! તમે જરા વિચાર કરો કે તમે દેશના કરજદાર છો. તમે દેશના પૈસાથી શીખેલા છો, દેશના અનાજથી તમે ઉછર્યા છો, તો દેશના ભલાને માટે બનતો યત્ન કરવાને તમે જન્મથીજ બંધાયેલા છો. દેશ તમારી પાસે વધારે નથી માગતો. તેનું જે તમારી પાસે લેણું છે, તેમાંથી ફક્ત રૂપિએ દોકડો ચૂકવો તોપણ ઘણું છે—તમે વિચારો કે તમે આજ સુધીમાં દેશને માટે શું રૂડું કામ કીધું?

દેશને માટે નવાં ને ઉપયોગી પુસ્તકો રચો, ભાષણો કરો, અજ્ઞાન દેશીઓને જ્ઞાનવંત કરો. નઠારા રીત રીવાજ તોડો, અને કહેણી તેવી રહેણી રાખો, અને સદ્ગુણી થાઓ. સરકાર પાસે યોગ્ય હક માગો. અને મળે નહીં ત્યાં સુધી તેની પછવાડે મંડયા રહો. કાયરતા કહાડી નાખો, અને ઉત્સાહને આગ્રહ રાખો. તથા દેશને હરેક રીતે ઉપયોગી થઇ પડો. જો તમે તમારી ફરજ બરાબર ન બજાવો તો તમારા કરતાં અજ્ઞાન સારા, કે દેખવું નહીં અને દાઝવું એ નહીં. માટે—

॥ ઉઠો સહુ આળસ તજી, ધરી દેશ અભિમાન; ॥
॥ ગજવો કિર્તી ગગનમાં, ધરતા થઇ ગુણવાન. ॥ ૧
॥ સજી હોંશ ને હર્ષથી, સુતર્કની તલવાર; ॥
॥ વેહેમ શત્રુ સંહારવા, વીર ન કરશો વાર. ॥ ૨

ભુખથી પીડાતા તેમજ વસ્ત્ર વગર ટળવળતા હજારો દેશીઓ નજરે પડે છે, વેપારીઓ મંદ વેપારથી મરવા પડયા છે, બ્રાહ્મણો અક્ષર શુન્ય થઇ ગયા છે, ને પેટ ભરવાને અનેક જાતનો ઢોંગ લેઇ બેઠા છે. ક્ષત્રીઓ હથિઆર ઝાલવા ભુલી ગયા છે, શસ્ત્ર દેખી તેઓ સો ગાઉ નાશી છૂટે છે, અગાઉના ક્ષત્રી હાથમાં ખડગ ગ્રહી વેરીઓને હંફાવતા પણ હાલના ક્ષત્રી ખડગ ધરવાને બદલે મ્હોડાંમાં ખડના તરણા લે છે. રાજકાજમાં મન મુકી દેઇ એદીપણામાં અધૂરાં પૂરાં કરે છે. ખેડૂતો અહોનીશ મા થાતોડ મહેનત કરે છે, તોપણ તેમની હાજતો બરાબર પૂરી પડતી નથી. કંગાળ કારીગર કામ વિના બેઠા બેઠા માખીઓ મારે છે. આર્યોનું સત્ય કયાંઇ સંતાઈ ગયું છે. જૂઠમાં હજારો આદમી ઉછરે છે. અને અનેક જાતની અનીતિ દેશીઓપર સરદારી ચલાવે છે. બાળલગ્ન આદિ બૂરા ચાલથી લોકમાંથી શૌ-

ર્યું પરાક્રમ કમી થયેલ છે. અને ઘણા મુઆની આળસે જીવે છે. એક દિવસનું કામ તેઓ એકવીશ દહાડે પણ પૂરું કરતા નથી. એથી ધીરેધીરે વખ્ત એવો આવશે કે-લોકો શ્વાનવત્ હાડહાડ થશે, વસ્ત્ર માટે ટળવળશે, કકડો રોટલી માટે રવડશે; મારામારી ચાલશે, દમડે ઉંટ વેચાશે, અને ફકત કાંસાની થાળી પણ રહેશે નહીં, ત્યારે પછી ઉજડ મુલકમાં નવે નામે આપણે વહીવટ ચલાવી શું.

ફોસેટ કહે છે કે—"હિંદુસ્તાનના લોકોને પોતાના દેશની નાદારી કાઢી નાખવી હોય તો તેમણે બીજાપર કાંઇપણ આધાર રાખવો નહીં, પણ પોતાના સ્વતંત્ર બળપરજ રહીને સુધારા કર્યા કરવા. આ તો આશાજ રાખવી નહીં કે—હિંદુસ્તાનના લોકોની નાદારીના સંબંધની દાઝ ઇંગ્લાંડનાં રાજ્ય કર્તાઓ ચાહશે"

માટે કમર કસી સજ થાઓ; મિત્રો, કમર કસી સજ થાઓ. તમારૂં પાણી રાખો. "બહુ તાંતણ બળીયું" દરેક જણ થોડો થોડો શ્રમ કરશો તોપણ પરિણામે ઘણો થઇ પડશે. માટે યત્ન કરો; મિત્રો યત્ન કરો. વખ્ત સાનુકુળ છે, માટે ઉઠો, ધસારો કરો જોર ભેર, ઉલટ ને આગ્રહથી સંસારી રીવાજ સુધારો અને આપણા રાજકિય હકને માટે કલમરૂપી તલવારથી કુદી પડો, અને જય મેળવો. બાયલા થઇ ખૂણો સેવવો હવે પડયો મૂકો. "માગ્યા વિના ન પિરસે માય." માટે ઉભા થાઓ. સામટા એક મતે અને એક જથે, અટક નદીની અટક અળગી કરીને દોડો કૃપાળુ કૈશરે હિન્દ કને, અને આપણા હક યોગ્ય રીતે માગો. ભાગ્ય દેવી પુષ્પમાળ પહેરાવવાને તૈયાર છે, હવે તમે સાવધ થઇ બહાર પડો એટલીજ વાર છે.

જય દેશોત્કર્ષ.

# આમળથી થયેલા ગ્રાહકોનાં મુબારક નામ.

## ગાંગડ.

૨૫ નેકનામદાર પ્રૌઢ પ્રતાપ યશવતસિંહજી, ઉર્ફે ભાઇસાહેબ કલ્યાણસિંહજી, પાટવી કુમાર સાહેબ.
૧૦ રા૦ રા૦ હરજીવનદાસ ઉત્તમરામ મેહેતા.
૫ રા૦ રા૦ જયશંકર ખીમજીભાઇ.
૨ રા૦ રા૦ વિધાધર લક્ષ્મિરામ પરદેશી.

## લીંબડી.

૮ મે૦ કેશરીસિંહજી દાજીભાઇ.
૫ મે૦ જીવણભાઇ દેવકરણ કોઠારી.
૫ રા૦ રા૦ સાહેબસિંહજી દાજીભાઇ.
૧૦ રા૦ રા૦ ચુનીલાલ મગનલાલ. પેક્લાર્ક, ભાવનગર ગોંડલ રેલવે. બોટાદથી વઢવાણ.
૫ રા૦ બાલાલાલ નાનચંદ પારેખ.
૩ રા૦ રા૦ ઠાકરશીભાઇ આણંદજી કોઠારી.
૨ રા૦ રા૦ પ્રેમચંદ ડોસાભાઇ પારેખ.
૨ ખવાસ નારાયણ કાળુભાઇ.
૨ રા૦ રા૦ ડાહ્યાભાઇ વેણીરામ—હેડમાસ્તર.
૨ રા૦ કેશવલાલ સુંદરજી—ક્લાર્ક, હજુર કૉર્ટ.
૨ રા૦ જેચંદ જેઠાભાઇ કોઠારી.
૧ શાહ મોતીચંદ ઝીણાભાઇ.
૧ શાહ ઊજમશી ઝીણાભાઇ.
૧ રા૦ રા૦ જગન્નાથ કરસનજી ગોર.
૨ રા૦રા૦ ગીરજાશંકર દલસુખરામ મેહેતાજી.
૨ રા૦ કહાનજી સુંદરજી શેઠ.
૨ તલસાણિયા મગનલાલ છગનલાલ.
૨ શેઠ હરજીવન કસ્તુર.
૨ શાહ શિવલાલ તલકશી.
૧ વોરા જીવણ કાળિદાસ.
૧ રા૦ છગનલાલ ગોડીદાસ કોઠારી.
૧ તલસાણીયા ઊજમશી ગોડીદાસ.
૧ ખત્રી નાનચંદ હંસરાજ.
૧ રા૦ કરસનજી મોતીરામ—ક્લાર્ક.

૧ શાહ વખતચંદ જગજીવન.
૧ રા૦ પુરૂષોત્તમ વીરજી સખીદાસ.
૧ રા૦ અમ્રતલાલ ભૂરાભાઇ દેશાઇ.
૧ રા૦ માણેકલાલ દયાશંકર.
૧ પુરૂષોત્તમ લલ્લુભાઈ–પારેખ.
૧ નર્મદાશંકર ઓધડ.
૧ શાહ મગનલાલ મોતીચંદ.
૧ રા૦ કેશવલાલ નથુભાઇ–સ્ટૅમ્પ વેન્ડર.
૧ રા૦ હાથીરામ હીરાલાલ–સિરસ્તેદાર.
૧ રા૦ આત્મારામ જેશંગ દેશાઇ.
૧ રા૦ રા૦ દુલ્લભજી પ્રભાશંકર મેહેતા.
૧ રા૦ વીરજી નથુભાઈ–વહીવટી ક્લાર્ક.
૧ રા૦ રામચંદ્ર સદાશિવ ક્લાર્ક.
૧ રા૦ સુખલાલ ઓઘડદાસ કોઠારી ક્લાર્ક.
૧ રા૦ છગનલાલ લાલજી પંડિત ક્લાર્ક.
૧ ગોલેતર કેશરીસિંહજી રાહાભાઇ.
૧ વસાણી છગનલાલ ગુલાબચંદ.
૧ રા૦ ફુલચંદ નાનચંદ–મેહેતાજી, ગુંજાર.

## ચછમ.

૧ રા૦ તલકશી ધારશી ખંધાર–મેહેતાજી.

૧ મુખી કુબેર પ્રાગ.
૧ પટેલ શામજી હીરા.
૧ વ્યાસ શિવશંકર દેવકૃષ્ન.
૧ કોઠારી પીતાંબરદાસ જીવા.

## વઢવાણ સિટિ

૪ રા૦ રા૦ મૂળજી જગન્નાથ.
૩ રા૦ રા૦ દયાળજી મોરારજી હેડ માસ્તર.
૩ રા૦ વર્ધમાન જેઠાભાઇ–મેહેતાજી.
૨ શેઠ કાળિદાસ ઠાકરશી.
૧ શાહ નાનચંદ છગનલાલ–લીંબડીવાળા.
૧ શાહ ચતુરભૂજ ત્રિકમ.
૧ રા૦ મગનલાલ હરખચંદ.
૧ શેઠ હીરાચંદ માણેકચંદ.
૧ વકીલ છગનલાલ સુંદરજી.
૧ રા૦ રા૦ બજીભાઇ નથુભાઇ-નાયબ કારભારી
૧ મે૦ કૃષ્નલાલ ગોવિંદદાસ મેહેતા–સબ-
ડેપ્યુટી એજ્યુ૦ ઇન્સપેક્ટર–ઝાલાવાડ.
૧ દવે છગનલાલ હરિકૃષ્ન.
૧ વકીલ કલ્યાણજી પુંજારામ.
૧ જોશી કેશવજી મયારામ–મેહેતાજી.

૧ રા૦ ભાઇશંકર મહાશંકર—જેલકલાર્ક
૧ મેહેતા નારણજી પ્રભાશંકર—કામદાર
૧ રા૦ નેહાલાલ વહાલજી—સ્કૂલ માસ્તર.
૧ રા૦ પુરૂષોત્તમ હરજીવન.
૧ શિવલાલ માણેકચંદ વોરા.
૧ રા૦ કેશવજી કાળુભાઇ.
૧ રા૦ ગ્ધુરામ ખીમજી.
૧ રા૦ ગોવિંદજી લક્ષ્મિરામ દવે.
૧ રા૦ વેલજી પુંજાભાઇ.
૧ રા૦ અંબાશંકર પ્રાણજીવન.
૧ રા૦ ઉજમશી કચરા.
૧ રા૦ ભાઇશંકર દેવકૃષ્ન દવે.
૧ રા૦ રાજારામ તુલશી શુકલ.
૧ રાવળ ગોવિંદજી દયાળજી,
૧ મેહેતા લક્ષ્મિરામ બાળકૃષ્ન.
૧ દેશાઇ છગનલાલ પ્રભુદાસ.
૧ રા૦ ભાઇશંકર પુરૂષોત્તમ.
૧ રા૦ શંકર વિશ્વનાથ.
૧ જોશી પ્રભાશંકર વલભજી.
૧ દવે ફુલજી હરિશંકર.

૧ આચાર્ય ગોવરધન જયશંકર.
૧ રા૦ ગંગારામ ત્રિભૂવનદાસ—મેહેતાજી,
૧ રા૦ વાલજી સંઘજી.
૧ રા૦ તેજશી નેહાભાઇ,

## વઢવાણ સિવિલ સ્ટેશન.

૫ રા૦ ભવાનીશંકર ગોવિંદજી—વકીલ
૩ નગરશેઠ ઠાકરશી ડાહ્યાભાઇ.
૩ ધ્રુ માણેકચંદ કાહાનજીભાઇ.
૨ વકીલ મૂળચંદભાઇ ચતુર.
૨ શાહ કલ્યાણજી જીવરાજ.
૧ રા૦ લીલાધર માવજી પારેખ.
૧ ધ્રુ નરશી ગનજી.
૧ શાહ હીરાચંદ પુરૂષોત્તમ.
૧ શાહ છગનલાલ હતુ.
૧ શાહ મૂળચંદ બેચરદાસ.
૧ શાહ અમુલખ રાઘવજી.
૧ રા૦ હંસરાજ મકનજી—સરવેઅર.
૧ પારેખ ફુલચંદ ડાહ્યાભાઇ.
૧ શેઠ ત્રીભૂવનદાસ મોરારજી શાહ.

## મૂળી.

૧ રા૦ રા૦ ઓધવજી ઘેલાભાઇ ન્યાયાધીશ.
૧ રા૦ ડોસાભાઇ ગગજી—સ્કૂલ માસ્તર.
૧ કાશીરામ ઓધવજી,
૧ ઓડીદાસ દીપચંદ.
૧ કાળિદાસ મનજી.
૧ દયાળજી મહાશંકર.
૧ ત્રિભૂવન ગફલ.
૧ મહારસિંહ રામાભાઇ
૧ ભાગવત હરજીવન.
૧ ડાહ્યા ઠાકરશી.
૧ રતનશી ભીમજીભાઇ
૧ દીવેશ્વર ઇશ્વર.
૧ શાહ ત્રિકમલાલ સોમચંદ.
૧ શાહ ઠાકરશી માણેકચંદ.
૧ રા૦ શામજી ટોકરશી—ડૉકટર.
૧ રા૦ જેચંદ વેલશી—વકીલ.

## લખતર.

૧ રા૦ પુરૂષોત્તમ શંકરજી. સ્કૂલ માસ્તર
૧ શેઠ વર્દ્ધમાન જેશંગ.
૧ મેહેતાજી કાહાનજી ત્રિભૂવન સદાદ
૧ રા૦ લક્ષ્મણરાવ અપ્પારાવ
૧ રા૦ મહાદેવ નરભેરામ.
૧ રા૦ ભૂદર હરિભાઇ વ્યાસ.
૧ લીલાધર હીરજી.

## લીલાપુર.

૧ જયશંકર દયાળજી—પોલીસ પટેલ.
૧ વ્યાસ જયશંકર મૂળજી—માંડવી ઇજારદાર.

## સાયલા.

૫ નેક નામદાર મહારાણા વખ્તસિંહજી.
૨ રા૦ રા૦ જીજીભાઇ પંચાણજી—ડૉકટર.

## ચુડા.

૧ રા૦ ત્રિભૂવનદાસ માહાવજી પોસ્ટ માસ્તર.
૧ રા૦ બક્ષીરામ મોતીરામજી.
૧ રા૦ દેવચંદ રણછોડદાસ.
૧ રા૦ ગીરધરલાલ ભાણશંકર.
૧ રા૦ રા. ઇશ્વર ભાઇશંકર—માજીસ્ટ્રેટ.
૧ રા૦ ઠાકરશી નાનજી ગાંધી.

૧ રા૦ જયશંકર બેહેચર ભટ્ટ.
૧ રા૦ શિવશંકર રતનજી ત્રિવેદી.

**નાગનેસ.**

૧ રા૦ ગોવિંદજી પુરૂષોત્તમ શાહ સ્કૂલ માસ્તર
૧ વકીલ ઓધડ વિશ્વનાથ પંડ્યા.

**ભોઈકા.**

૧ રાણા શ્રી ગંજસિંહજી નારસિંહજી
૧ મેહેતાજી મથુર હરચંદ.
૧ રાણા શ્રી મહોબતસિંહજી અગરસિંહજી.
૧ રાણા શ્રી આતાભાઇ.
૧ રાણા શ્રી દાનસિંહજી રતનસિંહજી
૧ રા૦ ઠાકરશી દેવકૃષ્ન દવે–થાણા કારકુન.
૧ રા૦ ભવાનીશંકર ગોપાળજી.
૧ પારેખ લલ્લુ કાળાભાઈ–કંથારીઆ

**વણા.**

૧ રા૦ ગૌરીશંકર ઉમિયાશંકર–મેહેતાજી.
૧ દવે ઓધડ જીવાભાઇ.
૧ કુમાર શ્રી માલુભા વજેસિંહજી.
૧ રાણા શ્રી સામતસિંહજી.

૧ કુમાર શ્રી માહ્રભા ભીમસિંહજી.
૧ કુમાર શ્રી દાનસિંહજી ઉદયસિંહજી
૧ કુમાર શ્રી નવલસિંહજી ઉદયસિંહજી
૧ શાહ ગુલાબચંદ કમા.
૧ શાહ પુરૂષોત્તમ લક્ષ્મિચંદ.
૧ શાહ છગનલાલ જીવા–ત્રેઝરી.

**ધ્રાંગધરા.**

૫ ચીકાણો કસ્તુર ભવાન.
૧ શાહ ડામર ફુલચંદ.
૧ કોઠારી છગનલાલ લક્ષ્મિચંદ.
૧ કાળિદાસ કરસનજી
૧ પારેખ હરગોવિંદ મહાદેવ.
૧ મેહેતા ત્રિભૂવન લલ્લુભાઇ
૧ શાહ વિઠ્ઠલ મહાદેવ.
૧ પારેખ પ્રેમચંદ ફુલચંદ.
૧ ગાંધી કેશવજી નથુભાઈ.
૧ ગાંધી ડામર જેઠીદાસ.

**કુડા.**

૧ મેહેતાજી ભાઇશંકર ભવાનીશંકર.

## કોઠ.

૨ મેહેતાજી જગન્નાથ વહાલજી જોશી

## દસાડા.

૩ રા. રા. મોહનલાલ જેસંગભાઇ સ્કુલમાસ્તર.
૨ રા. રા. કાળિદાસ રવિદત્ત—થાણદાર સાહેબ
૧ રા૦ જગજીવન હરજીવન—એકાઉન્ટંટ.
૧ વકીલ નાનચંદ માલજી.
૧ બારોટ દામોદર હરિસિંહ.

## અજાણા.

૨૦ રા. રા. માણિકચંદ તુળશીભાઇ દીવાન સાહેબ
૩ નેકનામ કુમાર શ્રી જોરાવર ખાનજી સાહેબ.
૧ રા૦ રા૦ નાગજીભાઇ ગોવરધન.
૧ રા૦ રા૦ શીરાજ જીવરાજ સંઘાણી.
૧ શેઠ હેમતરામ જગજીવન.
૧ રા૦ રા૦ નીમચંદ પુરૂષોત્તમ.
૧ રા૦ મયાશંકર જાુહારામ.
૧ રા૦ ભલા ખીમજી.
૧ રા૦ જેઠાલાલ તારાચંદ
૧ રા૦ અમ્રતલાલ છગનલાલ.

૧ રા૦ ભટ્ટ મોહનલાલ ત્ર્યંબકેશ્વર.
૧ રા૦ મોહનલાલ છગનલાલ.
૧ રા૦ જગન્નાથ કલ્યાણજી.
૧ ગોરજી પ્રેમવિજયજી જશવિજયજી
૧ રા૦ ગિરધરલાલ જેઠાભાઇ
૧ રા૦ માનસંઘ સંઘજી.

## ખાંડીઆ

૧ મેહેતાજી દલપત કેવળ શેઠ.

## થાનગઢ

૧ રા૦ રા૦ ભગવાનજી ઓડીદાસ રાવળ.
૧ રા૦ ઇશ્વર બેહેચર ઓઝા—મેહેતાજી.
૧ વકીલ ભુદર બાવાભાઇ મેહેતા.
૧ રા૦ શિવરામ આત્મારામ દ્વિવેદી, કલાર્ક.
૧ વકીલ ચતુર ફુલચંદ સંઘવી.
૧ રા૦ ડાહ્યાભાઇ પ્રાગજી વ્યાસ—કલાર્ક
૧ રા૦ દલીચંદ રામજી—સ્કુલઆસિસ્ટંટ.
૧ રા૦ મહાંત શંભુગર.
૧ રા૦ વખતચંદ લાડકા.
૧ રા૦ નાનભાઇ પ્રાગજી

## પંચાસિયા

૧ રા૦ ઉમેદચંદ કાળિદાસ–મેહેતાજી
૨ નેકનામ બાઈ શ્રી મૂળીબા.
૧ નેકનામ કુંવરી શ્રી ચાંદબા.
૧ ખવાસ શામજી ડુંગર.

## ઢુવા

૨ નેકનામ રાણા શ્રી રવાજી ગોવિંદજી
૧ રાણાશ્રી વરસાજી જીયાજી.
૧ શાહ ખુશાલચંદ પુરૂષોત્તમ.
૧ ગાંધી રામજી નાનજી.
૧ ગાંધી અવચળ મોતીચંદ.

## વાવડી

૧ રા૦ જટાશંકર ધનજીભાઈ–સિગનલર.

## વાઘનગર

૧ રા૦ લલ્લુભાઈ કાળિદાસ–મેહેતાજી

## ધાંધલપુર.

૧ રા. શિવલાલ ભાઈચંદ શાહ.
૧ રીડીંગરૂમ—ધાંધલપુર.

## સુદામડા.

૧ રા૦ છગનલાલ હકમચંદ–મેહેતાજી.
૧ શાહ છગનલાલ ખેતશી.
૨ નેકનામ ખવડ મામા દેશાભાઈ.
૧ રા૦ ત્રીભૂવન પુંજાભાઈ અંધાર.
૧ શામજી ડુંગરશી.
૧ રણછોડ ડાહ્યાભાઈ.
૧ ગુલાબચંદ માધવજી.
૧ નેકનામ કુમાર શ્રી ઓડાભાઈ રૂખડભાઈ.
૧ રા૦ ઓઘડ વલુભાઈ.

## ખોડી ચીપરડી.

૧ રા૦ ધનજી હલુભાઈ–મેહેતાજી.

## પાળીઆદ.

૧ રા. માણેકચંદ મધુશા–સ્કૂલમાસ્તર.
૧ રા૦ વિધારામ રામજી–ક્લાર્ક.
૧ રા૦ ડી૦ એમ૦ કઆચા–જપ્તીદાર.
૧ પટેલ ઉકરડા લખા.
૧ રા૦ કાળિદાસ શુભરાય.
૧ રા૦ વખતચંદ ડોસાભાઈ.

૧ વ્યાસ કલ્યાણજી ભલુશંકર.
૧ રા૦ ભલુશંકર લીલાધર.
૧ રા૦ કૃષ્ણલાલ કુંજલાલ.
૨ રા૦ મણિનાથ શંકરનાથ.
૧ રા૦ નારણજી નાનચંદ.

## બોટાદ.

૧૦ રા૦ રા૦ પ્રેમજી ઝીણાભાઇ વકીલ.
૧ કુંવરજી ગગજી ભટ્ટ–સ્પે. અૅસિ. તા. સ્કૂલ.
૧ દોશી ચંપકલાલ છગનલાલ.
૧ કોઠારી ઉજમશી બચુભાઇ.
૧ શાહ શિવલાલ કરસનદાસ.
૧ શાહ શિવલાલ પાનાચંદ.
૧ દોશી સુખલાલ વીરચંદ.
૧ દેશાઇ રઘુ દેવચંદ.

## રાણપુર.

૧ નારેચણીઆ પ્રેમચંદ હકમચંદ.
૧ મીર ઇબ્રાહીમઅલી બાવાસાહેબ.
૧ મીર સૈયદઅલી સરદારમિંયા.
૧ મીર શિરાજઅલી તાજુમિંયા.

## બોપાળા.

૧ મેમણ ઇસા અમી.
૧ પટેલ નથુ કાળિદાસ.
૧ ત્રિભૂવન અજરામર.

## જેતપુર.

૧ રા૦ જાદવજી મૂળજી.

## કાલોલ.

૧ રા૦ ઇચ્છાલાલ અમૃતલાલ.

## વસો.

૨ રા૦ રણછોડલાલ રામશંકર–મેહેતાજી.

## રંઘોલા.

૧ રા૦ કાહાનજી માધવજી ભટ્ટ.

## કુંકાવાવ.

૨ રા. રા. બળવંતરામ હરિશંકર–ન્યાયાધીશ.

## મેસાણા.

૧ રા૦ બાપાલાલ ચુનીલાલ.

## જલાલપુર.

૧ રા૦ ડાહ્યાભાઇ ભીમભાઇ–પોસ્ટ માસ્તર.

## કુતીઆણા.

૧ રા૦ આણંદજી વહાલજી—સ્કૂલ માસ્તર.
૧ શાહ દેવચંદ કુરજીભાઇ.

## કોટડી. (પ્રાંત કચ્છ)

૧ રા૦ ચંદુલાલ કૃષ્ણલાલ—પોસ્ટ માસ્તર

## દહેણુ. (જીલ્લે થાણા)

૧ રા૦ જગજીવન ત્રિકમ દાવડા.

## સુંથરામપુર (રેવાકાંઠા)

૧ રા૦ હીરાલાલ વિચારામ રાવ.

## ઘોઘા.

૧ રા૦ ભવાનીશંકર નરોત્તમ.

## જોડીઆ.

૧ રા૦ ભાઇશંકર હનિયાશંકર—સ્કુલમાસ્તર.

## કવેટા. (બલુચીસ્તાન)

૧ રા૦ રા૦ કેશવજી બહેરાભાઇ—સબ ટ્રેઝરર ગવર્નમેંટ ટ્રેઝરી ઑફિસ.

## ગણોદ.

૫ રા૦ હીરજી મૉનજી ભટ્ટ—સ્કૂલમાસ્તર.

## ધરમપુર.

૧ રા૦ જેઠીસન કુબેરદાસ.

## નવસારી.

૧ રા૦ ન્યાલચંદ દીપચંદ.

## સુરત.

૧ રા૦ ઠાકોરદાસ હીરાચંદ.

## લાખણકા.

૪ મે૦ રાઓલશ્રી મોતીભાઈ અભેરાજજી.



## નિંગાળા.

૧ રા૦ રા. ગુલાબરાય ત્રંબકરાય—થાણદાર.

## કરિઆણા.

૧ રા૦ નાનચંદ હીરાચંદ.

## ભીમડાદ.

૩ મે૦ રાઓલશ્રી ભૂપતસિંહજી નારસિંહજી.

## આબુરોડ સ્ટેશન.

૩ રા૦ રા૦ શિવલાલ રતનલાલ—કસ્ટમ ઇન્સ્પેકટર.

## પાલીતાણા.

૧ રા૦ અંબાશંકર નેણશંકર ભટ્ટ.

૧ શાહ મૂળચંદ ત્રિકમલાલ મુનશી.

## વીરપોર.

૧૦ નેકનામ મહારાણા શ્રી સુરાજી—ઠાકોર સાહેબ તાલુકે ખેરડી—વીરપોર.

૧ રા૦ રા૦ જગજીવન હેમરાજ—કાર્યભારી.

## માળીઆ.

૩ નેકનામ મહારાજા શ્રી મોડજી સાહેબ.

૧ રા૦ રા૦ વનરાવનદાસ વલ્લભદાસ.

૧ રા૦ ટોકરદાસ મનોરદાસ.

૧ રા૦ નારણજી શિવશંકર મેહેતા.

૧ રા૦ હીરજી લવજી.

૧ રા૦ ધારશી લક્ષ્મિચંદ દોશી.

## ચરખડી.

૧ રા૦ હરજીવન બેહેચરલાલ.

## વીઠલગઢ.

૩ રા૦ રા૦ દ્વારકાનાથ જગન્નાથ—કામદાર.

૧ વાઘજી ત્રિકમભાઇ—સ્કૂલમાસ્તર.

૧ રા૦ ગણપતરામ રામભાઇ.

## બગસરા.

૧ રા૦ રા૦ રેવાશંકર અંબાશંકર—મેનેજર.

૧ રા૦ રા૦ મયારામ રઘુરામ—સ્કૂલમાસ્તર.

૧ રા. મહાશંકર ઓધવજી-મેહે. મું૦ જીઆસર

૧ મિ૦ ભૂરા રતનસિંહ.

૧ મિ૦ દુલ્લભજી હરિભાઇ.

## ધારી.

૧ રા૦ મોતીભાઇ ગોવિંદભાઇ પટેલ.

૧ રા૦ ભાઇલાલ લલ્લુભાઇ પંડયા.

૧ રા૦ શામળદાસ રધાભાઇ.

## બાબ્રા.

૧ બાબ્રા લાઇબ્રેરી.

૧ રા૦ વલ્લભજી મોતીચંદ.

૧ ડા૦ ઓધવજી કલ્યાણજી.

૧ ડા૦ હીરજી કરસન.

૧ રા૦ કાહાનજી પોપટ.

૧ રા૦ ખીમજી કલ્યાણજી.

૧ રા૦ જીવરામ વાલજી.
૧ મે૦ અલીમિંયા અજીજમિંયા તાલુકદાર, ખીજડયા.
૧ રા૦ ભીમજી પોપટ.
૧ વાલા મામૈયા દેવદાન.
૧ વાલા પુંજાભાઇ જીવાભાઇ.
૧ રા૦ ઉમિયાશંકર—તાલુકા સ્કૂલમાસ્તર.

## ધોલા જંકશન.

૧ રા૦ કાળુભાઇ દેવજી. સબઇન્સ્પેટર-બોટાદ.
૧ ભાઇશંકર દેવકૃષ્ન—સિગ્નલર.
૧ રા૦ છગનલાલ તુલજારામ ,,
૧ રા૦ નવનીતલાલ હરજીવન ,,
૧ રા૦ જાદવજી હરગોવિંદદાસ—કમ્પૌન્ડર.
૧ રા૦ સખારામ રામકૃષ્ન—સિગ્નલર.
૧ રા૦ ચુનીલાલ દુલ્લભરામ—ટિકિટ કલેકટર
૧ રા૦ ગગજી દાનસિંહજી—સિગ્નલર.
૧ રા૦ રા. ફરદુનજી નસરવાનજી-પોલિસ ઇ.

## લાખણોઆ.

૧ ગંગાશંકર અંબાશંકર—મેહેતાજી.

૧ રા૦ જગજીવન હરજીવન મેહેતા—મેનેજર.
૧ સોની નેણુસી ટોપણ.

## આટકોટ.

૧૦ રા૦ રણછોડલાલ ગુલાબરાય.
૨ રા૦ દેવચંદ લક્ષ્મિરામ ગાંધી.
૧ રા૦ જગન્નાથ વહાલજી-કોઢના મેહેતાજી.
૧ રા૦ દેવચરાડીના મેહેતાજી.
૧ રા૦ દેવચરાડીના પોલિસ પટેલ.

## મહુવા.

૧ શેઠ વલ્લભદાસ પોપટ.-કવિ
૧ રા૦ મૂળચંદ ત્રિકમ લાઇબ્રેરીઅન.
૧ રા૦ રા૦ માનજી સાલેભાઇ.-મ્યુ૦ સેક્રેટરી.
૧ ઓઝા ઇભરામ મનજી.
૧ ઓઝા કાહાનજી શામજી.
૧ કુંડલાવાળા લાલજી વીરચંદ.
૧ ઓઝા શરીફ નૂરમહમૂદ.
૧ ઓઝા હસનઅલી સુલેમાન.
૧ મહુવા નેટીવ લાઇબ્રેરીના સેક્રેટરી.
૧ પારેખ વનમાળી અંદરજી.

૧ મેહેતા જાદવજી ગોપાળજી.
૧ ગાંધી ભોગીલાલ માવજી.
૧ રા૦ ગવરીશંકર લક્ષ્મિરામ.
૧ વકીલ નાનજી ઝાલાભાઇ.
૧ રા૦ વિઠ્ઠલ પરમાનંદ.
૧ ભાઇચંદ કાહાનજી–આસિસ્ટંટ માસ્તર.

## કુંડલા.

૧ રા૦ મયારામ સુંદરજી વૈદ.
૧ રા૦ ઇચ્છાશંકર કાળિદાસ–કારકુન.
૧ રા૦ અર્જુન નાનજી નમળ–સ્કૂલમાસ્તર.
૧ રા૦ શામજી કેશવજી ગાંધી.
૧ રા૦ હરિલાલ વનમાળીદાસ.
૧ દોશી લક્ષ્મિચંદ રવજી.
૧ સોની દેવચંદ ગોકળ.
૧ ભીમજી રૂપશી મૉનિટર.

## કંદોરણા (જામનું.)

૨ રા૦ વિઠ્ઠલદાસ વેલજી.
૨ રા૦ વનમાળી નરભેરામ જોશી.

૧ રા૦ રતનશી શામજી.
૧ રા૦ જશરાજ લીલાધર.
૧ ખોજા દેવજી શરીફ.
૧ રા૦ ત્રીકમજી ગોવરધન.
૧ રા૦ કલ્યાણજી ઝીણાભાઇ.

## વેરાવળ.

૧ રા૦ ઉમિયાશંકર વીરજી–સ્કૂલ માસ્તર.
૧ રા૦ બાપુજી જયરામ–ડૉકટર.
૧ રા૦ છગનલાલ મોતીલાલ.
૧ રા૦ નાથાભાઇ ડોસાભાઇ.
૧ રા૦ મોહનલાલજી કાહાનજી.
૧ રા૦ ત્રિભુવનદાસ બાલુભાઇ.
૧ રા૦ ઝીણાભાઇ હીરજી.
૧ રા૦ મોતીચંદ જયચંદ.
૧ રા૦ દુલ્લભજી ઘેલાભાઇ.
૧ રા૦ ભાઇજી બાપુજી.
૧ રા૦ ભગવાનલાલ અમરજી.
૧ રા૦ કરસનજી રૂપચંદ.
૧ રા૦ સોભાગ્યચંદ આણંદજી.

## લાઠી.

૧ રા૦ રા૦ માણેકલાલ લાધાભાઈ.
૧ રા૦ રા૦ કલ્યાણરાય શિવલાલ.
૧ રા૦ ચુનીલાલ શામજી.
૧ રા૦ રવિશંકર દયાળજી.
૧ રા૦ રા૦ પોપટ રામજી.
૧ રા૦ જગજીવન મોનજી.
૧ રા૦ જાદવજી ભુદરજી વૈદ.
૧ રા૦ ઇશ્વર વિશ્વનાથ.
૧ રા૦ મોતીરામ નાનજી.
૧ રા૦ લવજી પ્રાગજી.
૧ રા૦ મકનજી રામજી.

## ગઢડા.

૩ નેકનામ ખાચર અમરાભાઇ ઉનડ.
૧ રા૦ પ્રાણજીવન રણછોડ—સ્કૂલમાસ્તર.
૧ રા૦ દેવશંકર આણંદજી ત્રિવેદી.
૧ રા૦ છોટાલાલ મૂળજી પારેખ.
૧ રા૦ દેવજી શામજી ઠક્કર.
૧ રા૦ દયાળજી ડાહ્યાભાઇ.
૧ રા૦ ભાઇચંદ લલ્લુભાઇ સંઘવી.

૧ રા૦ વીરજીભાઇ ટોપણ.
૧ રા૦ મંગળજી અમરચંદ શાહ.
૧ રા૦ વલ્લભ જીવરાજ શાહ.
૧ ઠક્કર ગિરધર લવજી.
૧ સોની વાલેરા બાલા.

## ઇડર.

૧૦ નેકનામ અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજા
કેશરીસિંહજી બહાદુર.
૮ મે૦ હરિદાસ વિહારીદાસ—દીવાનસાહેબ
૭ મે૦ મોતીલાલ કુશળજી—મેડીકલ ઑફિસર
૫ રા૦ રા૦ જાનમહમૂદ હસનભાઇ.

## વડોદરા.

૧ રા૦ મણિભાઇ બાલાજી મજમુદાર.
૧ રા૦ મણિલાલ મૂળજીભાઇ.
૧ રા૦ ગણપતરામ અંબારૂ મેહેતાજી.
૧ રા૦ ઉજમશી લીલાધર.
૧ રા૦ મટુભાઇ જટાશંકર મજમુદાર.
૧ રા૦ હિંમતલાલ દલસુખરામ વકીલ.
૧ રા૦ ભોગીલાલ રણછોડદાસ.
૧ રા૦ છગનભાઇ લલ્લુભાઇ માસ્તર.

## પાટણ.

૧ રા૦ દશરથલાલ ગંગારામ.
૧ રા૦ વિધાશંકર કુરૂણાશંકર.
૧ રા૦ ગીરધરલાલ મહીધર.
૧ રા૦ રામલાલ છોટાલાલ.
૧ રા૦ ભગવાનલાલ માધવલાલ.
૧ રા૦ માધવલાલ કામેસ્વર.
૧ રા૦ અંબાલાલ કુબેરજી.
૧ રા૦ લીલાશંકર પ્રાણશંકર.
૧ રા૦ જગનેશ્વર અમરજી.
૧ રા૦ નથુભાઇ ગોવિંદરામ.
૧ રા૦ મણિધર રાવજીભાઇ.
૧ રા૦ માધવચંદ હીરાચંદ.
૧ પટેલ હીરાભાઇ.

## ભુજ.

૧ રા૦ હરિદાસ મૂળજી જોશી.
૧ રા૦ નારણદાસ રતનજી.
૧ રા૦ ૬ગનાથજી મંછારામ.
૧ રા૦ શિવજી તુળશીદાસ.
૧ રા૦ ગજધર માહવજી જયરામ.
૧ રા૦ પ્રેમજી માધવજી.
૧ રા૦ ચતુરભૂજ જીવણ.
૧ રા૦ ન્હાનાભાઇ ઓધવજી.

## તેરા. (પ્રાંત કચ્છ)

૧ નેકનામ મહારાજા કુમાર શ્રી દાદુભા.
૧ રા૦ કેશવરામ ભાઇશંકર દવે.
૧ રા૦ દોસ્તમહમૂદ અલીઆણી જમાદાર.

## લાકડીઆ (પ્રાંત કચ્છ.)

૧ રા૦ ખીમચંદ જીવાભાઇ મેહેતાજી.
૧ રા૦ રા૦ દલપતરામ મકનજી—કારભારી.
૧ મીસ્ત્રી ઉકરડા માવજી.
૧ રા૦ મૂળચંદ કસ્તુર.
૧ પુરૂષોત્તમ પાનાચંદ.
૧ રા૦ ત્રિભૂવનદાસ દેવજીભાઇ.

## મોરબી.

૫ રા૦ ગણેશજી ત્રિભૂવન આચાર્ય—વૅકસીનેટર
૩ રા૦ ભાઇશંકર દેવકૃષ્ન—કૉટન ફૉર્વર્ડીંગ કંપનીના એજંટ.
૩ આચાર્ય શંકરજી મોરારજી—ખેલાવાળા.

૨ રા૦ પુરૂષોત્તમ વીરેશ્વર—સરવેઅર.
૨ મણિઆર સુંદરજી લક્ષ્મિચંદ.
૨ પારેખ રણછોડદાસ ઝવેરચંદ.
૨ રા૦ સદાશિવ વનમાળી દ્વિવેદી—પ્રાઇવેટ સ્કૂલ માસ્તર.
૧ વકીલ ગોરધનદાસ લાધાભાઇ.
૧ આચાર્ય દેવશંકર નથુભાઇ.
૧ રાવળ હરિરામ મોનજીભાઇ.
૧ દ્વિવેદી આદિત્યરામ ત્રિભૂવનદાસ.
૧ ભટ્ટ ચકુભાઇ જુડાભાઇ.
૧ મિ૰ ફુલચંદ હીરાચંદ.
૧ માધાણી માગજી રાઘવજી.
૧ વકીલ નવલચંદ ડોસાભાઇ.
૧ રા. મોરારજી ઓધવજી—એલા સ્કૂલમાસ્તર.
૧ રા૦ નંદલાલ શિવલાલ ઓઝા—તા. માસ્તર
૧ સોની પોપટ શવજી—એલા.
૧ સંઘવી શવજી જીવાભાઇ—એલા.
૧ પારેખ કાળિદાસ મેઘજી—એલા.
૧ ગામોટ નરભેરામ મૂળજી.
૧ પારેખ ગુલાબચંદ ભાણજી.

૧ દલાલ હરિભાઇ ભાઇચંદ.
૧ મિ૦ કાશીરામ વહાલજી.
૧ મિ૦ વસનજી અભયચંદ.
૧ મિ૦ દેવચંદ વશરામ.
૧ મિ૰ ખીમચંદ ખેતશી.
૧ મિ૦ નવલચંદ કપુરચંદ.

## રાજકોટ.

૩ રા૦ રા૦ ભીમજીભાઇ મોરારજી.
૧ શેઠ સાહેબ કાવસજી ટેમુલજી.
૧ રા૦ લાધાભાઇ હરજીવન.
૧ શેઠ સાહેબ એજનજી માહેરવાનજી.
૧ રા૦ રા૦ ઘેલાભાઇ ઠાકોરદાસ.
૧ રા૦ રા૦ મનસુખરામ પ્રાણજિવન.
૧ રા૦ રા૦ વિઠ્ઠલરાય હિંમતરાય.
૧ રા૦ રા૦ શંકરજી શામજીભાઇ—વકીલ.
૧ રા૦ રા૦ છબીલરામ દોલતરામ.
૧ રા૦ દેવશંકર દયાશંકર—ગુજરાતી નિશાળ.
૧ રા૦ રા૦ ડાહ્યાભાઇ પીતાંબર.

## ટ્રેનિંગ કૉલેજ.

૧ સ્કૉલર મોહનલાલ તુલશી દ્વિવેદી.

૧ સ્કાલર પ્રભાશંકર ઘેલાભાઈ.
૧ ,, પરમાનંદદાસ ભગવાનદાસ.
૧ ,, ઈશ્વરલાલ આણંદજી.
૧ ,, હસનજીલર આરબઈમાની.
૧ ,, હરગોવિંદ દુલ્લભરામ ભટ્ટ.
૧ ,, વલ્લમ મોરારજી.
૧ ,, મયાશંકર જીવરામ પંડયા.
૧ ,, શિવશંકર વાઘજી ત્રિવેદી.
૧ ,, કૃષ્ણારામ ભવાનીશંકર.
૧ ,, પોપટ ઝવેર.
૧ ,, હરિશંકર ભવાનીશંકર.
૧ ,, લાલજી જગજીવન.
૧ ,, ચતુરભૂજ કુબેરજી આચાર્ય.
૧ ,, ખકોરચંદ વીરચંદ.
૧ ,, છોટાલાલ જેઠાભાઈ.
૧ ,, અંબાશંકર ભવાનીશંકર.
૧ ,, મણિશંકર રતનજી.
૧ ,, છગનલાલ મોતીરામ જોશી.
૧ ,, ખીમચંદ રણછોડ.
૧ ,, દામોદર આપજી.

૧ સ્કૉલર મહાશંકર કાળિદાસ.
૧ ,, ત્રિભુવનદાસ પ્રભુરામ.
૧ ,, નભુલાલ અમુલખ.

## હાઈ સ્કૂલ.

૨ ,, પ્રભાશંકર દલપતરામ.
૧ ,, રવિશંકર ગણેશજી.
૧ ,, નાગજી નથુભાઈ.
૧ ,, મોરારજી મંગળજી.
૧ ,, લક્ષ્મિશંકર માધવજી.
૧ ,, ગંગારામ બાવાભાઈ.
૧ ,, વજેરામ હરિનારાયણ.
૧ ,, મોરારજી મહાદેવ.
૧ ,, દુલેરાય કાહાનજી પોટા.
૧ ,, નાનજી હીરજી.
૧ ,, નરભેશંકર જટાશંકર પીળજીયા.
૧ ,, કાહાનજી નથુભાઈ.
૧ ,, રણછોડ વીરજી.
૧ ,, લાલચંદ ગગલ પંચકૂટીઆ.
૧ ,, કાળિદાસ કાહાનજી.
૧ ,, મોરારજી ધારશી.

૧ સ્કોલર નારાયણ વશરામ.
૧ ,, હીરાચંદ ધનજીભાઇ.
૧ ,, અનુપચંદ જગજીવન.
૧ ,, બાલાજી જટાશંકર પોટા.
૧ ,, રામચંદ્ર ગગજી શુકલ.
૧ ,, ભગવાનલાલ રેવાશંકર.
૧ ,, માનસીંગ વેલજી સંઘાણી.
૧ ,, ભગવાનજી હંસરાજ.
૧ ,, જટાશંકર નરસિંહરામ દ્વિવેદી.
૧ ,, હરખચંદ મૂળચંદ.
૧ ,, દાદાભાઈ સોરાબજી.
૧ ,, કૃષ્ણારામ બાપાજી.
૧ ,, શામજી નાનજી.
૧ ,, મકનજી પુરૂષોત્તમ.
૧ ,, શામળજી લલ્લુભાઇ.

**જુનાગઢ.**

૧ રા૦ મૂળચંદ બાવાભાઈ શાહ.
૧ રા૦ નરભેરામ ઝીણાભાઇ દોશી.

**જાફરાબાદ.**

૪ ગાંધી નરોત્તમ વિઠ્ઠલ.

૨ રા૦ જયશંકર પુરૂષોત્તમ આચાર્ય—માસ્તર
૨ રા૦ નથુરામ પીતાંબર—ધર્મ સંશોધક.
૨ શેઠ વછરાજ જૂઠા.
૨ વૈદ અમરજી પ્રાણજીવન.
૨ મિ૦ મહમૂદમિંયા હુસેનમિંયા.
૨ મિ૦ ગાંગજી ત્રિકમ પારેખ.
૨ રા૦ દેવીદાસ રૈયાભાઇ.
૨ સૈયદ ઉસમાનમિંયા મહમૂદમિંયા.
૧ રા૦ દેવીદાસ જીવાભાઈ સંઘવી.
૧ ભટ્ટ કરસનજી ભીખાભાઇ.
૧ પંડયા વલ્લભજી ગીગાભાઇ.
૧ વોરા. માધવજી રૂપજી.
૧ મેહેતા નરોત્તમ શિવરામ.
૧ મેહેતા રવજી તુળશી.
૧ મેમણ જાનુ જુમા.
૧ મેહેતા કરસનદાસ મનજીભાઇ.
૧ મેહેતા વશરામ લાલજી.
૧ મિ૦ જમનાદાસ ખીમજી.
૧ વ્યાસ દેવશંકર પીતાંબર.
૧ મેહેતા હરગોવિંદ સુંદરજી.

૧ વોરા દયાળ હરિદાસ.
૧ મેહેતા વિઠ્ઠલદાસ મોરાર.
૧ મેહેતા નાનજી નારણદાસ.
૧ મિ૦ પ્રભુદાસ દયાળજી.

## ભાવનગર.

૨૫ રા૦ રા૦ આત્મારામ નારાયણજીત્રિવેદી.
૮ રા૦ રા૦ ઝવેરીલાલ પ્રેમજી વકીલ
૫ રા૦ રા૦ પરમાનંદદાસ જયશંકર.
૫ રા૦ રા૦ માવજીભાઇ ગગલ દવે.
૫ રા૦ રા૦ છગનલાલ હરિચંદ.
૫ રા૦ રા૦ કેશવલાલ હરજીવન દવે. ગોંડળ-વાળી બાઇશ્રીના કારભારી.
૩ રા૦ રા૦ માનશંકર કૃપાશંકર મેહેતા.
૩ રા૦ રા૦ પ્રભાશંકર જટાશંકર,
૩ રા૦ રા૦ વનમાળીદાસ કરસનજી.
૩ રા૦ જગજીવન રતનજી ઠકર.
૨ રા૦ મગનલાલ પાનાચંદ.
૧ શ્રી જ્ઞાન વર્ધક સભા૦ રા૦ મચ્છાશં-કર જટાશંકર મારફત.
૧ રા૦ ચંદ્રશંકર માનશંકર.
૧ મિ૦ વિશ્વનાથ દેવશંકર.
૧ રા૦ ગોકળદાસ રામજી—સ્ટૅમ્પ વેનડર.
૧ શેઠ મૂળજી આણંદજી ચપ્પર.
૧ શ્રી જ્ઞાનોદ્યોતક સભા
૧ રા૦ રામસિંગ ઝીણાભાઇ—સ્કૂલમાસ્તર.
૧ રા૦ નરભેરામ જમિઅતરામ—કલાર્ક.
૧ રા૦ જયસુખરામ લક્ષ્મિરામ.
૧ રા૦ મણિશંકર કૃષ્ણરામ.
૧ રા૦ છોટમલાલ દુર્લભજી.
૧ શ્રી જ્ઞાન ઉત્તેજક સભા.

## અમદાવાદ.

૫ શ્રી બાળ જ્ઞાન વર્ધક સભા.
૩ શ્રી વડનગરા ભ્યન્તર નાગર સભા.
૨ મે૦ રાવસાહેબ મહીપતરામ રૂપરામ નિલકંઠ.
૧ રા૦ અચરતલાલ મણિરામ ભચેચ.
૧ રા૦ પુરૂષોત્તમ નથુરામ ધ્યાની.
૧ રા૦ ચુનીલાલ મોતીલાલ-
૧ રા૦ દયાશંકર ગિરધરભાઇ.
૧ રા૦ ચુનીલાલ ગોવિંદલાલ.
૧ રા૦ ત્રિકમલાલ લલ્લુભાઇ વ્યાસ.

૧ રા૦ કનૈયાલાલ મોતીલાલ.

## હાઈ સ્કૂલ.

૧ સ્કૉલર ડાહ્યાભાઇ ઘોળશા દલાલ.
૧ ,, ખાલાભાઇ ગટાભાઇ કિનખાબવાલા.
૧ ,, જેશંગ સાંકલચંદ દલાલ.
૧ ,, નથુભાઇ સાંકળચંદ ઝવેરી.
૧ ,, હીરાલાલ મગનલાલ શાહ.
૧ ,, માણેકલાલ રણછોડદાસ.
૧ ,, ભોગીલાલ તારાચંદ ઝવેરી.
૧ ,, લક્ષ્મિચંદ વનરાવનદાસ વકીલ.
૧ ,, વૃજલાલ પુરૂષોત્તમ મેહેતા.
૨ ,, બેચરજી રાહાભાઈ ગોળેતર.
૧ ,, સાંકળચંદ છગનલાલ ચોકશી.

## ટ્રેનિંગ કોલેજ

૧ સ્કૉલર નેમીદાસ લક્ષ્મિદાસ.
૧ ,, છોટાલાલ લાલચંદ.
૧ ,, રણછોડ લાલદાસ.
૧ ,, નગીનદાસ સામળદાસ.
૧ ,, રણછોડ હરજીવન.
૧ ,, ઉમગર બડવહોરા.
૧ ,, નાનેશ્વર ખુશાલ.
૧ ,, હરિશંકર કાહાનજી.
૧ ,, લક્ષ્મિશંકર માધવજી.
૧ ,, માધવશંકર ભવાનીશંકર.

## પાટણ.

૧૧ પૌરાણીક કેશવલાલ ત્રિકમલાલ.

## વડોદરા.

૨ રા૦ રા૦ આત્મારામ જે૦ પટેલ.
૧ રા૦ રા૦ ચુનીલાલ ઉમેદરામ.
૧ રા૦ રા૦ ઉમેદરામ ભાનુશંકર.
૧ રા૦ રા૦ લલ્લુભાઇ ડી૦ કવિશ્વર.
૧ રા૦ રા૦ નારાયણ ચિંતામણ.
૧ રા૦ રા૦ કાળિદાસ હરજીવન તળાટી.
૧ રા૦ રા૦ મહાદેવસિંગ, મેલ એજંટ